૧૧૯૨ ના ચૈત્ર વદિ ૪ ને રવિવારનો લેખ નાગદાના જૈન મંદિરમાં રહેલી એક મૂર્તિના પદ્માસન ઉપર લખેલો છે : ૩૩૭

૧૧૯૩ ની સાલનો લેખ રાજગૃહમાં આવેલા શ્રીમુનિસુવ્રતસ્વામીના મંદિરમાં રહેલી એક ધાતુપ્રતિમા ઉપર છે : ૪૫૫

૧૧૯૪ માં શહાબુદ્દીન ઘોરીના સેનાપતિ કુતબુદ્દીને સારનાથનાં દેવળોનો નાશ કર્યો : ૪૩૭

૧૧૯૫ માં બડોદામાં શ્રીપાર્શ્વનાથનું મંદિર બાંધવામાં આવેલું છે : ૩૪૫

૧૧૯૯ માં શ્રીજિનદત્તસૂરિનો પદમહોત્સવ ચિતોડમાં થયો : ૩૪૦

૧૨ મી સદીમાં શ્રાવસ્તીના જિનમંદિરનો જીર્ણોદ્ધાર થયો હશે એમ મળી આવેલા શિલાલેખોથી જણાય છે : ૪૮૩

—આ સૈકાના સુંદર નમૂનારૂપ શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ મધ્યપ્રદેશમાંથી મળી આવી છે : ૪૦૪

—આ સૈકામાં શ્રીઅભયદેવસૂરિએ સેઢી નદીના કિનારેથી સ્થંભન પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી હતી, જે હાલ ખંભાતમાં બિરાજમાન છે : ૩૬૫

—આ સૈકા સુધી ગંગવંશીઓ બીજે સ્થળે પણ વિદ્યમાન હતા : ૩૭૫

—આ સૈકાના જૈન શિલાલેખો કોલ્હાપુરના અંબામાતાના મંદિરમાંથી મળી આવે છે : ૩૮૫

—મી શતાબ્દીમાં મલધારી શ્રીઅભયદેવસૂરિએ સિરપુરમાં અંતરિક્ષ પાર્શ્વનાથની સ્થાપના કરી : ૪૦૪

—મી સદીમાં દક્ષિણમાં લિંગાયત ધર્મે જોર પકડયું, જેમાં વિજ્જલ નામના જૈન રાજવીના મંત્રી વસવરાયે મહત્ત્વનો ભાગ ભજવ્યો : ૩૯૬

—મી શતાબ્દીથી પ્રાચીન નહિ એવું સેમલિયાનું જિનાલય, તેમાં આવેલા મંડપના ચાર પ્રાચીન સ્તંભો ઉપરથી જણાય છે : ૩૧૬

—મી શતાબ્દી સુધી ચિતોડમાં ચૈત્યવાસીઓની પ્રબળતા હતી : ૩૪૦

—મી શતાબ્દીમાં સિદ્ધરાજ જયસિંહે પરમારો પાસેથી માળવાનું રાજ્ય લીધું ત્યારે ચિતોડનો કિલ્લો પણ તેના અધિકારમાં આવ્યો : ૩૩૯

—આ સૈકામાં આયડમાંના પાંચ જૈન મંદિરો પૈકી ચાર મંદિરો બંધાયાં હોવાનું જણાય છે : ૩૩૬

૧૨-૧૩ મી શતાબ્દીમાં રીંગણોદમાં જૈનોની વસ્તી સારી હતી : ૩૧૭

—આ સૈકામાં શ્રીદેવેન્દ્રસૂરિ અયોધ્યામાંના જિનમંદિરમાંથી ચાર જિનમૂર્તિઓ સેરિસા લઈ ગયા, તેમાંની એક ધારાસેણામાં મૂકી હતી : ૪૬૭

—આ સૈકામાં અયોધ્યામાંથી જૈન વસ્તી સંભવતઃ ઘટી જવાના કારણે જ શ્રીદેવેન્દ્રસૂરિ અહીંથી ૪ મૂર્તિઓ સેરિસા તરફ લઈ ગયા : ૪૬૭

૧૨૦૦ની સાલના લેખવાળી મૂર્તિ હરદ્વારથી મળી આવેલી તે લખનૌના અજાયબઘરમાં છે : ૪૧૯

૧૨૦૩ નો લેખ ધારની અનિયાવાડીના ઘરદેરાસરમાં રહેલી જિનપ્રતિમા ઉપર છે. ૩૩૪

૧૨૦૭ નો કુમારપાલ રાજાના રાજકાળનો એક લેખ ચિતોડ ગઢમાંથી મળી આવ્યો છે : ૩૩૯

—નો કુમારપાલ રાજાનો શિલાલેખ સમિધેશ્વર મંદિરમાંથી મળી આવ્યો છે : ૩૪૨

૧૨૧૩ થી ૧૨૨૪ ( ઈ.સ. ૧૧૫૬ થી ૧૧૬૭ ) માં રાજ્ય કરતો વિજ્જલરાય રાજા જૈનધર્મી હતો : ૩૭૬

૧૨૧૬ માં કુમારપાલ રાજા ( જૈનોના બાર વ્રત સ્વીકારી ) પરમાર્હત બન્યો : ૩૩૯

૧૨૧૯ નો લેખ રીંગણોદના જૈન મંદિરમાં રહેલી શ્રીસુપાર્શ્વનાથ ભ૦ની મૂર્તિ ઉપર છે : ૩૧૭

૧૨૨૩ માં શ્રીજિનચંદ્રસૂરિ દિલ્હી નજીકના કોઈ ગામ પધાર્યા ત્યારે દિલ્હીનો રાજા મદનપાલ શ્રાવકસંઘ સાથે તેમના દર્શનાર્થે ગયો હતો અને સૂરિજીને દિલ્હી પધારવા માટે આગ્રહભરી વિનતી કરી હતી : ૩૫૩

—ના ભાદરવા સુદિ ૧૪ ના દિવસે શ્રીજિનચંદ્રસૂરિ દિલ્હીમાં કાળધર્મ પામ્યા; એ સમયે દિલ્હીમાં શ્રીપાર્શ્વનાથનું મંદિર હતુ : ૩૫૩

—ની સાલની એક ધાતુપ્રતિમા અહમદનગરમાં ગૂજરગલીમાં આવેલા શ્રીઆદિનાથના મંદિરમાં છે : ૩૮૩

૧૨૨૫ ના અષાઢના ૯ ને રવિવારનો લેખ રીંગણોદની સરકારી કચેરીમાં સુરક્ષિત એક જૈન પરિકરના નીચેના ભાગ ઉપર છે : ૩૧૭

૧૨૩૧ લગભગમાં ચિતોડમાં ગુહિલવંશીઓનું રાજ્ય કાયમ થયું : ૩૪૦

૧૨૩૨ માં ચિતોડગઢ ઉપરની શૃંગારચોરીનું સ્થાપત્ય બનેલું છે : ૩૪૨

૧૨૩૩ માં શ્રીજિનપતિસૂરિના કાકા માનદેવ શાહે ભરાવેલી અને શ્રીજિનપતિસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી શ્રીમહાવીરની મૂર્તિ કલ્યાણ નગરમાં સ્થાપન કરેલી હતી : ૩૭૭

૧૨૪૭ ( ઈ. સ ૧૧૯૦ ) સુધી હોયસાલ વંશના રાજકર્તાઓએ બદામીમાં રાજ્ય કર્યું : ૩૮૭

—( ઈ. સ. ૧૧૯૦ )થી ૧૪ મી શતાબ્દી સુધી દેવગિરિના યાદવોએ બદામીમાં રાજ્ય કર્યું : ૩૮૭

૧૨૫૩ ( સને ૧૩૧૦ )માં જયસિંહ ચોથા સુધી પરમારોની રાજધાની ધારામાં હતી : ૩૩૩

૧૨૫૬ માં બખ્તારના પુત્ર મહમ્મદે બિહારના રાજા ગોવિંદપાલને મારી નાખી બિહારનો અંત કર્યો : ૪૭૪

૧૨૬૦ ના જેઠ સુદિના દિવસનો શ્રીઅભયદેવસૂરિ પ્રતિષ્ઠિત લેખ પાવાપુરીના જળમંદિરમાંની એક ધાતુમૂર્તિ ઉપર છે : ૪૫૨

૧૨૬૧ ના લેખવાળી એક પાર્શ્વજિનપ્રતિમા પટણામાં આવેલા શ્રીયુત રાધાકૃષ્ણજી જાલાનના પ્રાચીન કલાસંગ્રહમાં છે : ૪૭૯

૧૨૬૬ ની સાલનો જૈન લેખ ત્રિંગલવાડીના ગુફામંદિરની ભીંત ઉપર છે : ૩૮૬

૧૨૬૮ (સને ૧૩૨૫) માં મહમ્મદ તઘલખે ધારાની એક નાની પહાડી પર કિલ્લો બંધાવ્યો હતો : ૩૩૩

૧૨૮૦ ના લેખવાળી ધાતુપ્રતિમા સિયાલકોટમાં કનકમંડીમાં આવેલા લાલા લધેશાહના ઘરદેરાસરમાં છે : ૩૫૬

૧૨૮૩ ની એક ધાતુપ્રતિમા લુધીઆનાના શ્રીસુપાર્શ્વનાથ મંદિરમાં છે : ૩૬૯

૧૨૯૧ (શક સં. ૧૧૫૬) નો એક લેખ ઇલુરામાં આવેલી ૩૫ મા નંબરની જૈન ગુફામાં છે : ૪૦૨

૧૨૯૬ ના ભાદરવા સુદિ ૫ ના દિનનો શિલાલેખ રીંગણોદના જૂના ઉપાશ્રયના ભોંયરામાં આવેલા એક પાટડા ઉપર છે : ૩૧૭

૧૩ મા સૈકામાં આઘાટના રાજાના મહામાત્ય જગત્સિંહના સમયે હેમચંદ્ર નામના શ્રાવકે સમગ્ર આગમગ્રંથોને આઘાટમાં તાડપત્ર પર લખાવ્યાં હતાં : ૩૩૫

—મા સૈકાના અંતમાં કેસરિયાજીની મૂર્તિ ધૂલેવમાં લાવવામાં આવી એમ 'ઇમ્પીરિયલ ગેઝેટિયર'થી જાણવા મળે છે : ૩૪૭

—મા સૈકામાં કુલ્પાકનું પ્રાચીન તીર્થ નવા સ્વાંગમાં ઝળુંભ્યું : ૩૯૬

—મી સદીમાં કુમારપાલ રાજાએ વીતભયપુરપત્તનનું ખોદકામ કરાવી ઉદાયનવાળી જીવંતસ્વામીની પ્રતિમા અને ચંડપ્રદ્યોતનું શાસનપત્ર કઢાવ્યું હતું; જે પાછળથી પાટણમાં સ્ફટિકમય જિનપ્રાસાદમાં પ્રતિષ્ઠિત કરવામાં આવ્યાં : ૩૫૭

—મા સૈકામાં કુમારપાલે વીતભયપુરપત્તનનું ખોદકામ કરાવી જીવંતસ્વામીની પ્રતિમા કઢાવી, એ હકીકત એ સમયે એમના પુરાતાત્ત્વિક જ્ઞાનનો નિર્દેશ કરે છે : ૩૫૭

—મા સૈકામાં કાંગડામાં જૈન વસ્તી સારા પ્રમાણમાં હતી; એમ 'ખરતરગચ્છ પટ્ટાવલી'થી જણાય છે : ૩૬૨

—મા સૈકામાં ગુજરાતના મહામંત્રી વસ્તુપાલ બંગાળના તીર્થોની યાત્રાએ આવેલા ત્યારે લાદ, ગાદા, મારુ, ઢાલા, અવંતી અને બંગાળના સંઘપતિઓ તેમને મળ્યા હતા : ૪૧૪

—મી સદીમાં પણ બંગાળના લાદ, ગાદા અને બીજાં સ્થળે સંગઠિત જૈન સંઘના નેતાઓ મોજૂદ હતા : ૪૧૪

—મા સૈકામાં શૌરીપુર-બટેશ્વરમાં શિવમંદિર બંધાયું એ પહેલાં આ સ્થળ જૈનોનું યાત્રાધામ હતું : ૪૩૩

—મી શતાબ્દીમાં રચાયેલા 'સકલતીર્થ સ્તોત્ર'માં ગ્વાલિયરનો તીર્થ તરીકે ઉલ્લેખ કર્યો છે : ૪૧૭

—મા સૈકામાં થયેલા શ્રીદેવેન્દ્રસૂરિ શૌરીપુર તીર્થમાં યાત્રાર્થે આવ્યા હતા : ૪૩૨

—મી સદી સુધી નાલંદાનું વિદ્યાપીઠ કાયમ હતું : ૪૪૮

—મા સૈકામાં થયેલા શ્રીદેવેન્દ્રસૂરિએ 'વંદારુવૃત્તિ'માં સમેતશિખર ઉપરના જિનાલયનો ઉલ્લેખ કર્યો છે : ૪૪૪

૧૩ થી ૧૮મા સૈકા સુધી માંડવગઢના શ્રેષ્ઠીઓએ ભરાવેલી મૂર્તિઓ માંડવગઢ અને બીજે સ્થાને આજે પણ મોજુદ છે : ૩૩૨

૧૩૦૦ લગભગમાં ભિબડોદનું જિનાલય બંધાયેલું જણાય છે : ૩૧૬

૧૩૦૩, સં. ૧૩૪૧, સં. ૧૪૯૬ ના શિલાલેખો કરેડાના જિનાલયની પ્રતિમાઓ ઉપર છે : ૩૪૪

૧૩૦૪ (શક સં. ૧૧૬૯) નો લેખ ઇલુરામાં છોટા કૈલાસ નામે ઓળખાતી જૈન ગુફામાં છે : ૪૦૧

૧૩૦૫ માં અલ્લાઉદ્દીન ખિલજીએ માંડવગઢ પર અધિકાર કર્યો : ૩૩૦

—ના અષાડ સુદિ ૧૦ના રોજ શ્રીજિનલાભસૂરિએ 'ખરતરગચ્છ ગુર્વાવલી'ના પ્રથમ અંશની રચના દિલ્હીના શેઠ સાહુલીના પુત્ર હેમચંદ્રની પ્રાર્થનાથી કરી હતી : ૩૫૩

૧૩૦૯ ના માહ સુદિ ૧૦ના દિવસે પ્રહ્લાદનપુરમાં શ્રેષ્ઠી ક્ષેમસિંહના પિતા વિમલચંદ્રે ભરાવેલી શ્રીશાન્તિનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા શ્રીજિનેશ્વરસૂરિએ કરી, તે પ્રતિમા નગરકોટ (કાંગડા)ના મંદિરમાં પધરાવવામાં આવી : ૩૬૨

૧૩૧૦ ના મહા સુદિ ૫ને સોમવારના લેખવાળી મૂર્તિ મંત્રી સંભાજીએ પ્રતિષ્ઠિત કરાવેલી, જે હાલ લક્ષ્મણીના મંદિરમાં છે : ૩૧૪

૧૩૧૧ માં દક્ષિણમાં દુષ્કાળ પડ્યો : ૩૭૭

૧૩૧૭ માં કુકસીનું જિનાલય બંધાયું એમ માનવામાં આવે છે : ૩૨૦

૧૩૨૦ માં દિલ્હીના શેઠ ભીમે પોતાની સૌભાગ્યદેવી નામની પુત્રી માંડવગઢના મંત્રી પેથડના પુત્ર ઝાંઝણ મંત્રી સાથે પરણાવી : ૩૫૩

૧૩૨૨ ની સાલની એક ધાતુપ્રતિમા કુંભોજ પાસે આવેલી બાહુબલી પહાડી ઉપરના શ્રીજગવલ્લભ પાર્શ્વનાથના મંદિરમાં છે : ૩૮૪

૧૩૨૬ ના ચૈત્ર વદિ ૧૫ ને સોમવારનો શિલાલેખ કરેડાના

જૈન મંદિરમાં છે, જેમાં 'કરહેડા' ગામનો ઉલ્લેખ છે : ૩૪૩, ૩૪૪

૧૩૨૮ ની સાલની શ્રીશાંતિનાથ ભ. ની ધાતુપ્રતિમા ધારના બનિયાવાડીના ઘરદેરાસરમાં છે : ૩૩૩

૧૩૩૧ ના અષાડ સુદિ ૧૩ના પુષ્ય નક્ષત્રમાં સંસ્કૃતભાષામાં લખાયેલો ૬૧ શ્લોકનો શિલાલેખ ચિતોડગઢ પરના સતીઓના મંદિરમાં છે : ૩૪૩

૧૩૩૨ માં શ્રીક્ષેમકીર્તિએ 'બૃહત્કલ્પભાષ્ય' ઉપર ટીકા રચી : ટિ૦ ૩૨૨

૧૩૩૩ સં. ૧૪૬૫, સં. ૧૪૭૫, સં. ૧૪૭૯, સં. ૧૪૮૧, સં. ૧૪૮૩, સં. ૧૪૮૭, સં. ૧૬૬૫, સં. ૧૭૬૭, સં. ૧૯૬૬ સુધીના લેખો કુલ્પાકના મંદિરની મૂર્તિઓ ઉપરથી મળી આવે છે : ૩૯૬

૧૩૩૫ ના ફાગણ સુદિ ૫ના રોજ યુવરાજ અમરસિંહના સાંનિધ્યથી શ્રીઆદિનાથમંદિર પર ધ્વજારોપણ થયું હતું : ૩૪૦

—માં રાણી જયતલ્લદેવીએ ચિતોડ પર શ્યામ પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું : ૩૪૦, ૩૪૧

૧૩૩૯ ના પોષ વદિ ૧૨ ને મંગળવારે ખયરોડ ગામમાં 'સઘાચાર ભાષ્ય' નામક ગ્રંથની પ્રતિ લખવામાં આવી એવી એક ગ્રંથની પુષ્પિકા મળે છે : ૩૨૧

૧૩૪૫ માં શરણદેવના પુત્ર વીરચંદ શ્રેષ્ઠીએ સપરિવાર સમેતશિખર તીર્થમાં આવી, ત્યાંના મંદિરમાં મુખ્ય પ્રતિષ્ઠા શ્રીપરમાણંદસૂરિ પાસે કરાવી : ૪૪૪

૧૩૪૮ (સને ૧૪૦૫) માં ધારામાં બંધાયેલી લાટની મસ્જિદમાં જૈન ચિહ્નો જોવા મળે છે : ૩૩૩

૧૩૪૯ માં મંત્રી ઝાંઝણે કરોડો રૂપિયાના ખર્ચે માંડવગઢથી શત્રુંજયનો સંઘ કાઢ્યો : ૩૩૦

૧૩૫૨ માં શ્રીરાજશેખરસૂરિ રાજગૃહની યાત્રાએ આવ્યા : ૪૫૪

—માં શ્રીરાજશેખરસૂરિ પોતાની શિષ્યમંડલી સાથે ઉદ્દંડવિહાર-બિહારમાં આવ્યા ત્યારે મહત્તિયાણ જાતિના જૈનો અધિક સંખ્યામાં હતા : ૪૭૪

૧૩૫૩ ના ફાગણ વદિ ૫ ના રોજ રાજા સમરસિંહના રાજ-કાળમાં ચિતોડમાં અગિયાર જિનમંદિરોનાં છત્ર અને શ્રીમુનિસુવ્રતસ્વામી, શ્રીઆદિનાથ, શ્રીઅજિતનાથ અને શ્રીવાસુપૂજ્યસ્વામીની પ્રતિમાઓ સ્થાપન કરવામાં આવી : ૩૪૦

૧૩૫૬ ના શ્રાવણ વદિ ૧૩ ના દિવસનો એક લેખ નાગદાના જૈન મંદિરમાંથી મળી આવે છે : ૩૩૭

૧૩૫૯ ના મહા વદિ ૧૨ ને ગુરુવારનો શિલાલેખ બડોદાના જિનાલયમાં રહેલી શ્રીઆદિનાથ ભ૦ ની પ્રતિમા ઉપર છે : ૩૪૫

૧૩૬૦ માં ચિતોડની લૂંટ વખતે શૃંગારચોરીનું સ્થાપત્ય ખંડિત થયું : ૩૪૨

૧૩૬૨ માં પ્રતિષ્ઠિત કરવામાં આવેલી મૂર્તિ ધારના બનિયા-વાડીના ઘરદેરાસરમાં છે : ૩૩૩

૧૩૬૪ ના વૈશાખ સુદિ ૫ નો લેખ બડોદાના જિનાલયમાં રહેલા વીશ વિહરમાન જિનપટ્ટ ઉપર છે : ૩૪૫

—માં શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માંનો વૈભાર-ગિરિકલ્પ રચ્યો, જેમાં તેમણે જાતમાહિતીનું વર્ણન કર્યું છે : ૪૫૪, ૪૬૧

૧૩૭૦ માં અયોધ્યાની ઘાઘરા અને સરયૂ નદીના કિનારે સ્વર્ગદ્વાર હોવાનો ઉલ્લેખ શ્રીજિનપ્રભસૂરિએ કર્યો છે : ૪૬૭

૧૩૭૫ ના ફાગણ વદિ ૭ ને સોમવારના દિવસે શ્રેષ્ઠી લાખાએ ભરાવેલી અને શ્રીપરમાણંદસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી ધાતુ-મૂર્તિ લાહોરના સેંટ્રલ મ્યુઝિયમમાં છે : ૩૬૦

૧૩૭૬ ના જેઠ સુદિ ૮ ના દિવસે સં૦ દેવરાજ દેલિએ શત્રું-જયની યાત્રા સંઘ સાથે કરી : ૩૫૩

૧૩૭૯ ના માગશર વદિ ૯ ના લેખવાળું ધાતુનું સમવસરણ હાલાના શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં છે : ૩૭૨

૧૩૮૦ માં દિલ્હીના શ્રીમાળજ્ઞાતીય શેઠ રયપતિએ પોતાના પુત્ર ધર્મસિંહ, જેણે સમ્રાટ ગયાસુદ્દીન બાદશાહથી પ્રતિષ્ઠા મેળવી હતી, તેની દ્વારા શત્રુંજય, ગિરનાર આદિ તીર્થોની યાત્રા માટે બાદશાહ પાસેથી ફરમાન મેળવ્યું અને વૈશાખ સુદિ ૭ ના રોજ પ્રસ્થાન કરી કાર્તિક વદિના રોજ દિલ્હી પાછા ફર્યા હતા : ૩૫૩

—ના કાર્તિક સુદિ ૧૪ ના લેખવાળી અંબિકાદેવીની ધાતુમૂર્તિ હાલાના શ્રીપાર્શ્વનાથ જૈન મંદિરમાં છે : ૩૭૨

૧૩૮૩ ના ફાગણ વદિ ૯ના રોજ શ્રીજિનકુશળસૂરિએ જાલોરમાં રાજગૃહના વૈભારગિરિ ઉપરના જિનાલયને યોગ્ય શ્રીમહાવીરસ્વામી આદિ અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરી : ૪૫૪

૧૩૮૪ નો એક લેખ જે દિલ્હી મ્યુઝિયમમાં છે, તેમાં તોમરવંશીઓએ દિલ્હી વસાવ્યાનો નિર્દેશ છે : ૩૫૨

૧૩૮૯ ના લેખવાળી પંચતીર્થીની પ્રતિમા આગરાના રોશન મહોલ્લામાં આવેલા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં છે : ૪૩૯

—લગભગમાં શ્રીજિનપ્રભસૂરિએ દિલ્હીની ભટ્ટારકસરાઈ (પૌષધશાળા)માં પ્રવેશ કર્યો : ૩૫૩

—ના વૈશાખ સુદિ ૧૦ના રોજ દિલ્હીમાં ભટ્ટારકસરાઈમાં શ્રીજિનપ્રભસૂરિએ જિનચૈત્યની પ્રતિષ્ઠા કરી : ૩૫૩

—ના ભાદરવા વદિ ૧૦ના રોજ શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ' નામનો ગ્રંથ હમ્મીર મહમ્મદના રાજકાળમાં દિલ્હીમાં પૂરો કર્યો : ૩૫૩

૧૪ મી (ઈ. સ. ની ૧૩) મી સદીના પ્રભાવકાચાર્ય

જયવર્મદેવ અથવા જયસિંહ (ત્રીજો) માંડવગઢનો રાજવી હતો : ૩૩૦

—મી શતાબ્દીમાં ચિતોડમાં થયેલાં આક્રમણોથી જૈન મંદિરોને ક્ષતિ પહોંચી : ૩૪૧

—મા સૈકામાં ચિતોડગઢ પરનો જૈન કીર્તિસ્તંભ બનાવવામાં આવ્યો હોય એમ જણાય છે : ૩૪૩

—મી સદીમાં મોકલ મહારાણા ચિતોડની રાજગાદીએ હતા : ૩૪૭

—મા સૈકામાં શ્વેતાંબર જૈનાચાર્યોએ કેસરિયાજી (ધૂલેવ)ના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૩૪૮

—મી શતાબ્દીમાં રચાયેલા 'પ્રભાવકચરિત્ર'માં નાસિક્યપુર—નાશિકનો ઉલ્લેખ છે : ૩૮૦

—મી સદીના જૈનેતર 'સ્મૃતિસ્થલ' ગ્રંથમાં અંતરીક્ષ પાર્શ્વનાથનો ઉલ્લેખ કરેલો છે; જેથી એ સમયમાં આ તીર્થનો મહિમા વ્યાપક બની ચૂક્યો હતો એમ જણાય છે : ૪૦૬

—મી શતાબ્દીનો એક જૈન કાષ્ટમંદિરનો અવશેષ પટણામાં આવેલા શ્રીયુત રાધાકૃષ્ણજી જાલાનના પ્રાચીન કલા-સંગ્રહમાં છે : ૪૭૯

—મા સૈકા પહેલાંનું ખાચરોદ મનાય જો ખચરોડ એ જ ખાચરોદ હોય તો : ૩૨૧

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિજીએ 'વિવિધતીર્થકલ્પ'માં શ્રાવસ્તીનું વર્ણન આપ્યું છે : ૪૮૨

—મી સદીમાં થયેલા શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થ-કલ્પ'માં ભાઇલિસ્વામીગઢને શ્રીમહાવીર ભ.ના તીર્થરૂપે ઉલ્લેખ્યો છે : ૩૨૫

—મી સદીના શ્રીજિનપ્રભસૂરિએ સોપારામાં ઋષભદેવનું મંદિર હોવાનું જણાવ્યું છે : ૩૭૮

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિએ કુલ્પાકના માણિક્યસ્વામી ઋષભદેવનો ઇતિહાસ 'વિવિધતીર્થકલ્પ'માં આપ્યો છે : ૩૯૫

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિએ અંતરીક્ષ, ભાંદક, કુલ્પાક વગેરે તીર્થસ્થળોને સ્વયં નિહાળી તેનો ઇતિહાસ 'વિવિધતીર્થકલ્પ'માં આલેખ્યો છે : ૪૦૪

—મી સદીના શ્રીજિનપ્રભસૂરિ કહે છે કે, અંતરીક્ષ પાર્શ્વ-નાથની મૂર્તિ નીચેથી પહેલાં પાણિયારી સ્ત્રી નીકળી જાય એટલી એ પ્રતિમા અદ્ધર હતી; પરંતુ કલિયુગના પ્રભાવે અત્યારે અંગલૂછણું નીકળે એટલી જ અદ્ધર રહે છે : ૪૦૪, ૪૦૫

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં મથુરા તીર્થની માહિતી આપી છે : ૪૨૬

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ'માં નોંધે છે કે, શૌરીપુરમાં સંપ્રતિ રાજાએ ઉદ્ધાર કરાવેલા જિનાલયમાં શ્રીનેમિનાથ પ્રભુ છે : ૪૪૨

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ કાશી—બનારસ આવ્યા ત્યારે એ નગરી ચાર વિભાગમાં વહેંચાયેલી હતી : ૪૩૫

—મા સૈકામાં થયેલા શ્રીજિનપ્રભસૂરિએ ચંદ્રપુરીનો ઉલ્લેખ કર્યો છે આથી જૈનો એ સમયમાં પણ એ તીર્થની યાદ ભૂલ્યા નહોતા : ૪૩૬

—મા સૈકાના યાત્રી શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ' માં જણાવે છે કે, નાલંદા—કુંડલપુરમાં અગાઉ મેઘનાદ ક્ષેત્રપાલનું અને કલ્યાણક સ્તૂપ પાસે શ્રીગૌતમસ્વામીનું સ્થાન હતું : ૪૪૮

—સૈકાના યાત્રી શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં હસ્તિનાપુરનું વર્ણન આપ્યું છે : ૪૬૪

—મી શતાબ્દીના શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં પ્રાચીનકાળની અયોધ્યાની કેટલીક ઘટનાઓ આલેખી છે : ૪૬૬

—મા સૈકામાં અલ્લાહાબાદમાં શ્રીશીતલનાથનું જિન-મંદિર હતું એમ શ્રીજિનપ્રભસૂરિ નોંધે છે : ૪૬૮

—મી સદીમાં કૌશાંબીની સ્થિતિ કેવી હતી તેનો ખ્યાલ શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ' માં કરાવ્યો છે : ૪૭૦

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ પોતાના 'વિવિધતીર્થકલ્પ'માં મિથિલાનું વર્ણન આપે છે : ૪૮૫

—મા સૈકામાં જગઇ નામે ઓળખાતા નગરમાં શ્રીમલ્લિનાથ અને શ્રીનમિનાથ ભગવાનનાં બે જિન-મંદિરો હતાં એમ 'વિવિધતીર્થકલ્પ' ના વર્ણનથી જણાય છે : ૪૮૫

—મા સૈકામાં ચંપાનગરી પતનશીલ અવસ્થામાં હતી એમ 'વિવિધતીર્થકલ્પ' થી જણાય છે : ૪૮૭

૧૪–૧૫ મી શતાબ્દીમાં કેસરિયાજી (ધૂલેવ) ના મંદિરનો જીર્ણોદ્ધાર થયો : ૩૪૭

૧૪ થી ૧૮ મા સૈકા સુધી લિંગાયત ધર્મ—વીરશૈવ ધર્મ દક્ષિણમાં રાજધર્મ બન્યો : ૩૭૬

૧૪૦૮ નો શ્રીજિનભદ્રસૂરિનો નિર્દેશ કરતો એક શિલાલેખ ચિતોડગઢ પર આવેલી સુકોશલ મુનિની ગુફામાં છે : ૩૪૩

૧૪૧૨ ના અષાઢ વદિ ૬ નો મોટો શિલાલેખ રાજગિરમાં આવેલા શાંતિભવનમાં સુરક્ષિત છે : ૪૫૭

—ના એક પ્રશસ્તિલેખથી જણાય છે કે વિપુલગિરિ પર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર ઠ. મંડનના પુત્ર દેવરાજ અને વચ્છરાજે બંધાવ્યું હતું : ૪૫૪

૧૪૧૫ માં શ્રીજિનોદયસૂરિનો પ્રવેશમહોત્સવ દિલ્હીના શ્રીમાલ શા. રતના અને પૂનાએ કર્યો : ૩૫૩

૧૪૨૫ (ઈ. સ. ૧૬૩૮) ના એક લેખથી જણાય છે કે, દક્ષિણના વૈષ્ણવોએ પણ જૈનધર્મ ઉપર જુલમ ગુજાર્યો હતો : ૩૭૭

૧૪૨૭ ના માગશર માસમાં શ્રીજયાનંદ મુનિએ રચેલી 'પ્રવાસગીતિ' માં લક્ષ્મણીનું વર્ણન કરેલું છે : ૩૧૩

૧૪૩૧ ના વૈશાખ સુદિ ૩ ને બુધવારનો એક શિલાલેખ કેસરિયાજી (ધૂલેવ)ના મંદિરમાં વિદ્યમાન છે : ૩૪૭

—માં શ્રીલોકહિતાચાર્યે રાજગૃહ આવી પાંચે પહાડીઓની યાત્રા કરી હતી : ૪૫૪

—માં રાજગૃહના વિપુલપર્વત ઉપર એક જિનાલયની પ્રતિષ્ઠા કરવામાં આવેલી એમ 'વિજ્ઞપ્તિમહાલેખ'થી જાણવા મળે છે : ૪૫૭

૧૪૩૬ કે ૧૪૪૩ (શાકે ૧૩૦૧ કે ૧૩૦૮)ની સાલનો ખંડિત શિલાલેખ ભાંદકના ભદ્રનાગના મંદિરની બહાર પડેલો છે : ૪૦૭

૧૪૩૮, સં. ૧૫૧૯ ના લેખો પણ કેસરિયાજી (ધૂલેવ)ના મંદિરમાંથી મળે છે : ૩૪૮

૧૪૬૦ ની આસપાસ શ્રીનયચંદ્રસૂરિએ 'હમ્મીરમહાકાવ્ય' નામે ગ્રંથ ગ્વાલિયરમાં રચ્યો : ૪૧૭

૧૪૬૪ ની સાલનો લેખ પૂનાના સોલાપુર બજારમાં આવેલા શ્રીશાંતિનાથ મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૭૯

૧૪૬૯, સં. ૧૫૦૫, સં. ૧૫૧૦, સં. ૧૫૧૩, સં. ૧૫૩૬ ના લેખો ચિતોડગઢ પરના સત્તવીસ દેવરી નામે ઓળખાતા જૈન મંદિરમાંથી મળી આવે છે : ૩૪૨

૧૪૭૨ માં સંગ્રામ સોનીએ મગસી પાર્શ્વનાથનો બિંબપ્રાસાદ નિપજાવ્યો : ૩૧૯

૧૪૭૭ નો લેખ કુંડલપુરના જિનાલયની એક મૂર્તિ ઉપર છે, એ પ્રાચીન મૂર્તિ ઉપર પાછળથી કોતરાયેલો હોવાનું જણાય છે : ૪૪૯

૧૪૭(?) માં પાટણમાં લખાયેલી ૩૫ ચિત્રોવાળી 'કલ્પસૂત્ર'ની એક પ્રતિ જીરાના હસ્તલિખિત ભંડારમાં છે : ૩૬૮

૧૪૮૦ ની સાલનો શિલાલેખ ડુંગરપુરના શ્રીમહાવીર મંદિરના દ્વારમાં મંગલમૂર્તિ ઉપર છે : ૩૮૬

૧૪૮૪ માં શ્રીજયસાગર ઉપાધ્યાયે રચેલી 'વિજ્ઞપ્તિત્રિવેણી'થી કાંગડાની મહાતીર્થરૂપે પ્રસિદ્ધિ હોવાનું જણાય છે; અને ફરીદકોટથી કાંગડા સુધીનાં ગામોમાં જૈનો અને જૈન મંદિરોની સ્થિતિનું વર્ણન તેમાંથી જાણવા મળે છે : ૩૬૨, ૩૬૮

—માં ખરતરગચ્છીય ઉપાધ્યાય શ્રીજયસાગર ગણિ જૈન સંઘ સાથે પંજાબનાં વિવિધ સ્થાનોમાં ફર્યા હતા : ૩૫૧

—માં કાંગડામાં ૪ જૈન મંદિરો મૌજુદ હોવાનું 'વિજ્ઞપ્તિત્રિવેણી'થી જણાય છે : ૩૬૨

—માં શ્રીજયસાગર ઉપાધ્યાયે ફરીદકોટમાં ચતુર્માસ કર્યું હતું : ૩૬૮

—માં રચાયેલી 'વિજ્ઞપ્તિત્રિવેણી' માં વર્ણન છે કે, શ્રીનેમિનાથ ભ. ના સમયમાં રાજા સુશર્મે કાંગડામાં શ્રીઆદિનાથ ભ. ની મૂર્તિ સ્થાપન કરી હતી : ૩૬૧

૧૪૮૬ ના મહા સુદિ ૧૧ ને શનિવારે ઓશવાલ ડાંગીગોત્રીય શેઠ બોહિત્થે અને શ્રીજયસિંહસૂરિએ પ્રતિષ્ઠિત કરેલું શ્રીશાંતિનાથ ભ. નું બિંબ ભરાવ્યું, તે ધાતુમૂર્તિ લાહોરના સેંટ્રલ મ્યુઝિયમમાં છે : ૩૬૦

૧૪૯૨ સુધી એટલે હોશંગ બાદશાહના સમય સુધી મંત્રી ઝાંઝણના ૭ પુત્રો રાજ્યમાં અધિકારો ભોગવતા હતા : ૩૩૦

૧૪૯૨ થી ૧૫૨૫ સુધી મહમ્મુદ ખિલજીએ માંડવગઢમાં રાજ્ય કર્યું : ૩૩૦

૧૪૯૪ ના માહ સુદિ ૧૧ ને ગુરુવારનો લેખ નાગદાના જૈન મંદિરના મૂળનાયકના પરિકર ઉપર છે : ૩૩૭

—માં શ્રેષ્ઠી ગુણરાજના પુત્ર બાલાએ ચિતોડગઢ પરના શ્રીમહાવીરસ્વામીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૩૪૩

૧૪૯૭ માં રચાયેલી 'નગરકોટ ચૈત્યપરિપાટી' માંથી જણાય છે કે, કાંગડામાં ૫ જૈન મંદિરો હતાં : ૩૬૨

૧૫ મી શતાબ્દીમાં લક્ષ્મણીપુરમાં શ્રાવકોનાં ૨૦૦૦ ઘરો અને ૧૦૧ શિખરબંધી જિનાલયો હતાં : ૩૧૩

—મી શતાબ્દી સુધી રીંગણોદમાં મોટાં જૈન મંદિરો મૌજુદ હતાં : ૩૧૭

—મી શતાબ્દીમાં સંગ્રામ સોનીએ મંદસોરમાં જિનમંદિર બંધાવ્યું હતું : ૩૧૯

—મા સૈકામાં શ્રેષ્ઠી વીસલે ચિતોડમાં શ્રીશ્રેયાંસનાથ પ્રાસાદ બંધાવ્યો : ૩૪૦

—મા સૈકામાં શ્રેષ્ઠી ગુણરાજના પુત્ર બાલે ચિતોડગઢમાં કીર્તિસ્તંભની પાસે જ એક મોટું જિનમંદિર બંધાવી શ્રીસોમસુંદરસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી : ૩૪૦

—મી શતાબ્દીમાં ચિતોડમાં જૈનોએ પાછી જાહોજલાલી મેળવી લીધી : ૩૪૧

—મી શતાબ્દીની એક જૈન 'તીર્થમાળા'માં દિલ્હીમાં ૪ જિન મંદિરો હોવાનો ઉલ્લેખ છે : ૩૫૪

—મા સૈકાના લેખવાળી મોટા ભાગની ધાતુપ્રતિમાઓ અંબાલાના જૈન મંદિરમાં છે. ૩૭૦

—મી શતાબ્દીમાં રચાયેલી 'વિજ્ઞપ્તિત્રિવેણી'માં ગ્વાલિયરમાં ધીરરાજે બંધાવેલા મંદિરનો ઉલ્લેખ કરેલો છે : ૪૧૭

—મી શતાબ્દીમાં દિગંબરોએ ગ્વાલિયરના સ્થળને પોતાના પ્રભાવમાં લીધું : ૪૧૭

—મી શતાબ્દીમાં બહલોલ લોદીએ નવીન શહેર આગરાનો પાયો નાખ્યો : ૪૩૮

—મી શતાબ્દીમાં શ્રીજિનવર્ધનસૂરિએ રચેલી 'તીર્થમાળા'માં રાજગૃહ તીર્થનું સુંદર વર્ણન કર્યું છે : ૪૫૪

—મી શતાબ્દીમાં રાજગૃહમાં વિપુલગિરિ ઉપર બે જિનાલયો હતાં : ૪૫૭

૧૫–૧૬ મી શતાબ્દીમાં માળવામાં જૈન મંદિરોનો પુનરુદ્ધાર થયો : ૩૧૨

—મી શતાબ્દી સુધી પંજાબમાં જૈન મંદિરો બરાબર હયાત હતાં : ૩૫૧

૧૫૦૨ માં શ્રેષ્ઠી સંગ્રામસિંહ સોનીએ 'બુદ્ધિસાગર' નામનો ગ્રંથ રચ્યો : ૩૩૦

૧૫૦૩ નો લેખ પૂનામાં વાનવડી બજારમાં આવેલા શ્રીઆદિનાથ મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૭૯

૧૫૦૪ ના ફાગણ સુદિ ૯ નો લેખ રાજગૃહના સ્વર્ણગિરિ ઉપર આવેલા શ્રીઆદિનાથ ભગવાનના મંદિરના મૂળનાયક ઉપર છે : ૪૫૯

—માં રાજગૃહના રત્નગિરિ ઉપર આવેલા શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરના મૂળનાયકની પ્રતિષ્ઠા થઈ : ૪૫૮

—મા રાજગિરમાં આવેલા શ્રીમુનિસુવ્રતસ્વામીના મંદિરના મૂળનાયકની પ્રતિષ્ઠા થઈ છે; અને શ્રીશાંતિનાથ ભગવાનની પણ પ્રતિષ્ઠા એ જ સાલમાં થયેલી છે : ૪૫૫

—માં શ્રીશુભશીલ ગણિએ રાજગૃહ અને ત્યાંની પાંચે પહાડી પરનાં જિનાલયોમાં બિંબોની પ્રતિષ્ઠા કરી હતી : ૪૫૪

૧૫૦૫ માં શ્રીસોમધર્મગણિએ 'ઉપદેશસપ્તતિ'માં પણ અંતરીક્ષ પાર્શ્વનાથની મૂર્તિ તદ્દન અદ્ધર હોવાની વાત જણાવી છે : ૪૦૫

—માં કુંભારાણાના ખજાનચી વેલાક શ્રેષ્ઠીએ ચિતોડગઢ પરના શૃંગારચોરીના જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૩૪૨

—કુંભા રાણાના ભંડારી શ્રેષ્ઠી વેલાકે ચિતોડમાં ગઢ ઉપર પુરાણા ખંડિત મંદિરના સ્થાને શ્રીશાંતિનાથ ભગવાનનું અષ્ટાપદ નામે ચૈત્ય બંધાવી ખરતરગચ્છીય શ્રીજિનસેનસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી : ૩૪૦

૧૫૦૯ નો લેખ ક્ષત્રિયકુંડમાં આવેલા દીક્ષામંદિરના મૂળનાયક ઉપર છે : ૪૯૪

૧૫૧૮ નો લેખ, અચલગઢના શ્રીઆદિનાથ મંદિરમાં ૧૨૦ મણની ધાતુપ્રતિમા મંત્રી શાલાશાહના ભાઈએ ભરાવ્યા સંબંધે છે : ટિ૦ ૩૪૬

૧૫૨૩ નો એક પ્રતિમાલેખ કાંગડામાં આવેલા ખંડિત જિનાલયમાં રહેલા ખાલી પબાસન ઉપર છે : ૩૬૧

—નો એક લેખ ગદગમાં કાપડ બારકીટમાં આવેલા શ્રીચિંતામણિપાર્શ્વનાથના મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૭

૧૫૨૪ ના અષાડ સુદિ ૧૩નો લેખ વૈભારગિરિ ઉપર આવેલા એક [illegible] જિનાલયમાં રહેલી ધન્ના–શાલિભદ્રની મૂર્તિઓ [illegible] છે : ૪૬૩

—માં શ્રીમાલ શ્રાવક છીતમલે વૈભારગિરિના શિખર પર ધન્ના–શાલિભદ્ર અને અગિયાર ગણધરોની પાદુકાઓની પ્રતિષ્ઠા શ્રીજિનભદ્રસૂરિ પાસે કરાવી હતી : ૪૫૪

—માં શ્રીપ્રતિષ્ઠાસોમે 'સોમસૌભાગ્યકાવ્ય' રચ્યું : ૩૪૦

૧૫૨૫ નો લેખ આંતરી ગામમાં મંત્રી શાલાશાહે બંધાવેલા શ્રીશાંતિનાથ જિનાલયમાં છે : ટિ૦ ૩૪૬

૧૫૨૫ થી ૧૫૫૬ સુધી માંડવગઢમાં ગયાસુદ્દીન બાદશાહ રાજ્ય કરતો હતો : ૩૩૦

૧૫૨૬ માં ડુંગરપુરમાં ત્યાંના નિવાસી વીસા હુંબડજ્ઞાતીય શ્વેતાંબર જૈન શ્રેષ્ઠી શામળદાસ દાબ્ડાએ શ્રીઆદિનાથ ભ૦નું મંદિર બંધાવ્યું : ૩૪૬

૧૫૨૮ ના આસો સુદિ ૫ ના દિવસે તુંગિયાપત્તનમાં શ્રીપરમદેવાર્યે 'મહાવીરજિનશ્રાદ્ધકુલક' લખ્યું એવો તેની પુષ્પિકામા ઉલ્લેખ છે : ૩૨૦

૧૫૨૯ નો એક લેખ ડુંગરપુરના શ્રીઆદિનાથ જિનાલયની પ્રતિમા ઉપર છે : ૩૪૬

૧૫૩૬ નો લેખ ગ્વાલિયરના છોટા બજારમાં આવેલા યતિજીના ઉપાશ્રય પાસેના શ્રીમુનિસુવ્રતસ્વામીના મંદિરમાંના મૂળનાયક ઉપર છે : ૪૧૭

૧૫૩૭ ના વૈશાખ સુદિ ૧૦ ના લેખવાળી એક ધાતુપ્રતિમા નાભાના બંધ પડેલા જૈન મંદિરમાં છે : ૩૬૯

૧૫૪૨ ના લેખો મગસીની કેટલીક પ્રતિમાઓ ઉપર મૌજુદ છે : ૩૨૦

—માં મંત્રી ગોપાલે માંડવગઢથી તારાપુર જતાં રસ્તામાં સૂર્યકુંડ બંધાવ્યો : ૩૩૦

૧૫૪૩ ના શ્રાવણ સુદિ ૭ ને સોમવારે ખાચરોદમાં શ્રીમેરુવિજયજીએ શ્રીઆદિનાથ જિનની પ્રતિષ્ઠા કરી એવો લેખ ખાચરોદમાં આવેલા ભટેવરા જિનાલયમાં છે : ૩૨૧

—ના લેખો સેમલિયાના જિનાલયમાં છે : ૩૧૬

૧૫૪૪ ના વૈશાખ સુદિ ૩ ને મંગળવારે ખાચરોદના માલવી સંઘે શ્રીપાર્શ્વનાથની મૂર્તિ ભરાવી અને તેની શ્રીજિનપ્રભસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી એવો લેખ ખાચરોદના માલવી જૈનોના ઘરદેરાસરના મૂળનાયક ઉપર છે : ૩૨૨

૧૫૪૬ નો લેખ પૂનામાં શ્રીગોડીપાર્શ્વનાથ મંદિરમાં રહેલી ચિંતામણિ પાર્શ્વનાથની મૂર્તિ ઉપર છે : ૩૭૯

૧૫૪૭ નો લેખ માંડવગઢના શ્રીસુપાર્શ્વનાથ મંદિરના મૂ૦ના૦ની ધાતુમૂર્તિ ઉપર છે, જે શ્રેષ્ઠી સંગ્રામ સોનીના વંશજોએ ભરાવેલી છે : ૩૩૧

૧૫૪૮ ના મહા વદિ ૭ ને મંગળવારનો એક લેખ અમીઝરાના જૈન મંદિરમાં છે : ૩૨૮

—નો લેખ નાશિકની પાર્શ્વનાથ ગલીમાં આવેલા શ્રીપાર્શ્વનાથના મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૦

—નો લેખ રામનગરના જૈન મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૫૭

૧૫૪૯ ના જેઠ સુદિ ૫ ને રવિવારના લેખવાળી ધાતુપ્રતિમા નાભાના બંધ પડેલા જૈન મંદિરમાં છે : ૩૬૯

૧૫૫૧ ના વૈશાખ સુદિ ૬ ને શુક્રવારે મંત્રી ગોપાલે તારાપુરમાંથી શ્રીસુપાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું : ૩૩૦

—માં ગયાસુદ્દીન બાદશાહના મંત્રી ગોપાલ શ્રેષ્ઠીએ તારાપુરમાં જિનમંદિર બંધાવ્યાનો ઉલ્લેખ આજે પણ ત્યાંના પ્રતિમા વિનાના મંદિરમાં મોજુદ છે : ૩૩૨

૧૫૫૬ માં પં. શ્રીહંસસોમે પ્રયાગ—અલ્લાહાબાદના કિલ્લામાં આવેલા અક્ષયવટની યાત્રા કરી : ૪૬૮

—માં જ્યારે પં. હંસસોમ કૌશાંબી આવ્યા ત્યારે ત્યાંના જિનમંદિરમાં ૬૪ જિનપ્રતિમાઓ હતી : ૪૭૧

—માં પં. શ્રીહંસસોમ મુનિએ રાજગૃહની મહત્તાનું વર્ણન પોતાની 'તીર્થમાળા'માં નોંધ્યું છે : ૪૫૪, ૪૫૬

—માં રચાયેલી અને પછીની તીર્થમાળાઓમાં રાજગૃહના ઉદયગિરિ ઉપર ચૌમુખજીનું જિનાલય હતુ એવી નોંધ મળે છે : ૪૫૮

૧૫૫૬ થી ૧૫૬૭ માં નાસિરુદ્દીન ખિલજી માંડવગઢનો રાજા હતો : ૩૩૧

—માં વિદ્યમાન પં. શ્રીહંસસોમ ગણિએ કુંડલપુર—નાલંદામાં ૧૬ જિનાલયો હોવાની નોંધ આપેલી છે : ૪૪૮

—ના પં. શ્રીહંસસોમે વૈભારગિરિ ઉપર ૨૪ જિનાલયો હોવાનુ જણાવ્યુ છે : ૪૬૧

૧૫૬૬ (શક. સ. ૧૪૩૧)ની સાલનો જૈન લેખ કાંગડામાંના કાલીદેવીના મંદિરમાંથી ડૉ. કનિંગહામે ઉતારી લીધો હતો : ૩૬૧

—નો લેખ પૂના કેંપમાં આવેલા કોરેગાંવ રોડ નં. ૬ના શ્રીપાર્શ્વનાથ મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૭૯

—માં શ્રીજયહેમે ચિતોડની 'ચૈત્યપરિપાટી' રચી : ૩૪૧

૧૫૬૮ માં શ્રેષ્ઠી મેઘરાજે માંડવગઢના કિલ્લા ઉપર એક વિશાળ જિનમંદિર બંધાવ્યુ હતું : ૩૩૧

૧૫૬૯ માં મખ્દૂમશાહની કબર બિહારમાં બનતાં તેને બિહારશરીફ નામ આપવામાં આવ્યું : ૪૭૪

૧૫૭૩ માં શ્રીહર્ષપ્રમોદના શિષ્ય ગયંદીએ ચિતોડની 'તીર્થમાળા' રચી : ૩૪૧

—માં શ્રીજિનેંદ્રસૂરિએ બડોદાના જિનાલયના મૂ૦ના૦ની ફરી પ્રતિષ્ઠા કરી : ૩૪૫

૧૫૮૫ માં શ્રીલાવણ્યસમયે રચેલ 'અંતરીક્ષ પાર્શ્વનાથ છંદ'માં અંતરીક્ષ પાર્શ્વનાથની મૂર્તિ, તીર્થની સ્થાપના અને મૂર્તિના અદ્ધર રહેવા વિશે સુંદર વર્ણન આપ્યું છે : ૪૦૫

૧૫૮૭ માં શત્રુંજયનો સોળમો ઉદ્ધાર કરાવનાર બચ્છાવતવંશજ મંત્રીશ્વર કર્મચંદ્ર ચિતોડમાં રહેતા હતા : ૩૪૧

૧૫૯૧ માં લખાયેલી 'અનુત્તરોવવાઈ' સૂત્રની પ્રતિ, જે અમૃતસરમાં છે, તેમાં લાહોરને લાહાવર નામથી ઓળખાવ્યું છે : ટિ૦ ૩૫૮

૧૬ મી શતાબ્દીમાં માળવામાં જે જૈન, શૈવ અને વૈષ્ણવ મંદિરોનું નિર્માણ થયું તેમાં જૈન સ્થાપત્યકળાની જ છાપ વધારે નજરે આવે છે : ૩૧૨

—મી શતાબ્દી પછીના કોઈ ભયંકર વિપ્લવમાં નેમાડનાં કેટલાંયે જિનમંદિરો ધરાશાયી થયાં : ૩૧૪

—મા સૈકા સુધી ધારમાં જૈનોની સારી વસ્તી હતી : ૩૩૩

—મી શતાબ્દીમાં ચિતોડમાં બત્રીશ જિનાલયો હતાં એમ એ સમયની 'તીર્થમાળા'ઓ ઉપરથી જણાય છે : ૩૪૧

—મા સૈકામાં ઓશવાલ મંત્રી શાલાશાહે થાણા ગામનો કોટ બંધાવ્યો : ૩૪૬

—મા સૈકામાં—અકબરના સમયે લાહોરમાં દુર્જનસાલસિંહ અને મંત્રી કર્મચંદ્ર નામે બે મુખ્ય શ્રાવકો હતા : ૩૫૮

—મા સૈકામા મંત્રી કર્મચંદ્રે મથુરાના જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૪૨૬

—મી સદીમાં અને તે પછી કૌશાંબી આવેલા યાત્રીઓએ એ નગરનો ખ્યાલ પોતપોતાની 'તીર્થમાળા'માં કરાવ્યો છે : ૬૭૧

૧૬–૧૭ મા સૈકાના લેખવાળી તીર્થંકરોની ધાતુપ્રતિમાઓ પટણામાં આવેલા શ્રીયુત રાધાકૃષ્ણજી જાલાનના પ્રાચીન કળાસંગ્રહમાં છે : ૪૭૯

—મી શતાબ્દીમાં લક્ષમણી ભારે જાહોજલાલી ભોગવતું હતું : ૪૧૩

—મી શતાબ્દી સુધીમાં લક્ષમણીપુરનો મહિમા જૈનોને જાણીતો હતો : ૩૧૩

૧૬૦૦ લગભગમાં રતલામમાં શ્રીઅગરજી યતિએ શ્રીશાંતિનાથ ભ. નું બાવન જિનાલય બંધાવ્યું : ૩૧૫

૧૬૦૬ ના મહા સુદિ ૫ ને રવિવારનો લેખ બન્નુના જૈન મંદિરના મૂળનાયકની પ્રતિમા ઉપર છે : ૩૦૬

—નો શિલાલેખ ડેરાગાઝીખાનના જૈન મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૬૭

૧૬૧૧ થી ૧૮૬૩ ના લેખોવાળી પ્રતિમાઓ કેસરિયાજી (ધૂલેવ)ના મંદિરમાં વિદ્યમાન છે : ૩૪૮

૧૬૧૭ ના વૈશાખ સુદિ ૩ ને શનિવારનો લેખ અયોધ્યાના જૈન મંદિરમાં રહેલી એક પ્રતિમા ઉપર છે : ૪૬૭

૧૬૨૭ માં શ્રીજિનચંદ્રસૂરિએ હસ્તિનાપુરમાં ૪ સ્તૂપો હોવાની હકીકત પોતાના 'વિહારપત્ર'માં આપી છે : ૪૬૫

૧૬૩૨ (ઈ. સ. ૧૫૭૫)માં સમ્રાટ અકબરે અલ્લાહાબાદમાં કિલ્લો બંધાવી શહેરને આબાદ કર્યું : ૪૬૯

૧૬૩૪ પછી કંઈક સમય સુધી કાંગડા મહાતીર્થની યાત્રાર્થે સાધુઓ આવતા હતા : ૩૬૨

૧૬૩૯ માં સમ્રાટ અકબરે શ્રીહીરવિજયસૂરિને ગુજરાતથી રાજધાનીમાં બોલાવી જૈનધર્મના સિદ્ધાંતો જાણ્યા હતા : ૩૫૯

—માં શ્રીહીરવિજયસૂરિ બાદશાહ અકબરને પ્રતિબોધ કરવા ફતેપુરસિક્રીમાં આવ્યા : ૪૩૮

—માં આગરાના રોશન મહોલ્લામાં આવેલા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી : ૪૩૯

૧૬૪૦ માં શ્રીહીરવિજયસૂરિ શૌરીપુર તીર્થની યાત્રાએ સંઘ સાથે આવ્યા હતા : ૪૩૨

૧૬૪૫ ના વૈશાખ સુદિ ૩ ને ગુરુવારે પ્રતિષ્ઠિત કરેલાં મોટાં ચરણયુગલ પાવાપુરીના ગામ–મંદિરમાં છે : ૪૫૧

—ના વૈશાખ સુદિ ૩ નો લેખ પાવાપુરીના ગામ–મંદિરમાં મૂળનાયકની જમણી તરફની ચરણપાદુકા પર છે : ૪૫૨

—ના વૈશાખ વદિ ૫ ના રોજનો લેખ પાવાપુરીના સમવસરણ–મંદિરમાં રહેલી શ્રીવીર ભગવાનની ચરણ–પાદુકા ઉપર છે : ૪૫૨

૧૬૪૮ માં રાયકલ્યાણ નામના શૈવ વણિકે અલ્લાહાબાદના અક્ષયવટ નીચે રહેલી જિનપ્રતિમા ઉત્થાપી શિવલિંગની સ્થાપના કરી હતી : ૪૬૮

—માં સમ્રાટ અકબરે શ્રીજિનચંદ્રસૂરિને લાહોરમાં બોલાવી જૈનધર્મનો ઉપદેશ સાંભળ્યો : ૩૫૯

૧૬૪૯ માં શ્રીસમયસુંદર ઉપાધ્યાયે આઠ અક્ષરોના એક પદ ઉપર આઠ લાખ અર્થો કરી બતાવી લાહોરમાં પોતાની વિદ્વત્તાથી સમ્રાટ અકબર અને જનતાને આશ્ચર્યમુગ્ધ કરી હતી, જે ગ્રંથ 'અષ્ટલક્ષી' નામે પ્રસિદ્ધ થયો છે : ૩૫૯

—માં શ્રીવિજયસેનસૂરિ અને શ્રીભાનુચંદ્ર ઉપા૦ લાહોરમાં આવ્યા અને અકબરના દરબારમાં જૈનધર્મના વિશિષ્ટ સિદ્ધાંતો સંભળાવતા રહ્યા : ૩૫૯

૧૬૫૧ માં કૃષ્ણદાસ કવિએ 'દુર્જનસાલ બાવની' નામક કાવ્યની લાહોરમાં રચના કરી : ૩૫૮

૧૬૫૧–૫૨ ના લેખવાળી બિઠુરથી મળી આવેલી જિનપ્રતિમા લખનૌના અજાયબઘરમાં છે : ૪૧૯

૧૬૫૨ નો લેખ રતલામમાં મોતીલાલજીના મંદિરથી ઓળખાતા શ્રીમલ્લિનાથ ભ. ના મંદિરમાં છે : ૩૧૫

—ના લેખવાળી શ્રીઅજિતનાથ ભ. ની પ્રતિમા રતલામમાં મોતીલાલજીના મંદિરની અગાસીની છત્રીમાં છે : ૩૧૫

૧૬૫૬ નો એક શિલાલેખ કરેડાના જિનાલયમાં છે : ૩૪૪

૧૬૫૭ ના યાત્રી શ્રીજસકીર્તિએ રાજગૃહના સ્વર્ણગિરિ ઉપર ૬ જિનાલયો હોવાની નોંધ કરી છે : ૪૫૯

—માં શ્રીજસકીર્તિએ રાજગૃહની મહત્તાનું વર્ણન કર્યું છે : ૪૫૪

—ના લેખવાળી પ્રતિમા પુનાલીના જિનાલયમાં છે : ૩૪૫

૧૬૬૧ લગભગમાં શ્રીવિજયસાગર કૌશાંબી આવ્યા ત્યારે ત્યાં ૨ જિનાલયો હતાં : ૪૭૧

૧૬૬૨ માં અકબરના રાજકાળમાં શ્રીપૂજ હરદાસના શિષ્ય ઋષિ રૂપચંદજીએ સિયાલકોટમાં 'પરદેશી રાજાની ચોપાઈ' નામે પુસ્તકની રચના કરી : ૩૫૫

—માં તીર્થમાલાની રચના કરનારા શ્રીજયવિજયજીએ પૂર્વદેશની યાત્રા કરી ત્યારે શૌરીપુર તીર્થમાં સાત જિનાલયો હોવાની હકીકત નોંધી છે : ૪૩૨

૧૬૬૪ માં વિદ્યમાન શ્રીજયવિજયજી કુંડલપુર–નાલંદામાં એકકથી ચડિયાતા ૧૭ જિનાલનોની નોંધ આપે છે : ૪૪૯

—ના યાત્રી શ્રીજયવિજયજીએ રાજગૃહના સ્વર્ણગિરિ ઉપર પાંચ જિનાલયોમાં ૨૦ જિનબિંબોની નોંધ કરી છે : ૪૫૯

—માં શ્રીજયવિજયજીએ રાજગૃહતીર્થનું માહાત્મ્ય ગાયું છે : ૪૫૪, ૪૫૭

—ના યાત્રી પં. શ્રીજયવિજયજીએ રાજગૃહના રત્નગિરિ ઉપર બે જિનાલયો હોવાની નોંધ આપી છે : ૪૫૮

—લગભગમાં શ્રીજયવિજય ગણિ કૌશાંબી આવ્યા ત્યારે ૨ જિનાલયો હતાં, એમ કહે છે : ૪૭૧

—ના શ્રીજયવિજયજી વૈભારગિરિ ઉપર ૨૫ જિનાલયો હોવાનું કહે છે : ૪૬૧

—માં લખાયેલી 'જંબુદ્વીપપન્નત્તિ' સૂત્રની પ્રતિ જે પટ્ટીના ભંડારમાં છે, તેમાં લાહોરને 'લાહાનર' નામથી ઓળખાવવામાં આવ્યું છે : ટિ૦ ૩૫૮

૧૬૬૭ ના લેખવાળી શ્રીઅજિતનાથ ભ. ની પ્રતિમા લાહોરના દેરાસરના ભંડારમાં વિદ્યમાન છે : ૩૬૦

—માં શેઠ ચંદ્રપાલ સંઘવીએ આગરામાં શ્રીવિવેકહર્ષ ગણિના ઉપદેશથી એક જિનાલય બંધાવ્યું : ૪૩૯

—માં શ્રીવિવેકહર્ષ ગણિ શૌરીપુર તીર્થમાં આવ્યા અને તેમણે ઘણી મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી : ૪૩૨

૧૬૬૮ માં શ્રીવિવેકહર્ષ ગણિએ બાદશાહ જહાંગીર પાસેથી અમારીપટહનું ફરમાન મેળવ્યું : ૪૩૮

—માં શ્રીજિનચંદ્રસૂરિ શૌરીપુર તીર્થની યાત્રાએ આવ્યા હતા : ૪૩૨

૧૬૭૦ માં આગરાનિવાસી શેઠ કુંરપાલ અને સોનપાલે સમેતશિખરનો સંઘ કાઢ્યો હતો : ૪૪૪

૧૬૭૧ ના લેખવાળી શ્રીવિશાળજિનની મૂર્તિ પટનામાં ભાડેકી ગલીમાં આવેલા વિશાલજિન મંદિરમાં છે : ૪૭૮

—ની સાલનો સોની કુરપાલ શેઠનો લેખ લખનૌમાં આવેલી ચૂડીવાળી ગલીમાં તપાના મંદિર તરીકે ઓળખાતા શ્રીપદ્મપ્રભસ્વામીના મંદિરમાં છે : ૪૧૮

—નો લેખ લખનૌના બોરનતોલામાં આવેલા શ્રીઆદીશ્વર મંદિરના મૂળનાયક ઉપર છે : ૪૧૮

—માં શ્રીસહજસાગર ગણિ શ્રીવિજયસાગર, પં. હેતુસાગર ગણિ વગેરે સાથે આગરાથી શૌરીપુર તીર્થની યાત્રાએ આવ્યા હતા : ૪૩૨

—માં અંચલગચ્છીય આચાર્યોના ઉપદેશથી આગરાના શેઠ કુરપાલ અને સોનપાલે ૪૫ જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી : ૪૩૯

—નો શ્રેષ્ઠી કુંરપાલ અને સોનપાલની ધાર્મિક ખ્યાતિ આલેખતો મોટો શિલાલેખ આગરાના રોશન મહોલ્લામાં આવેલા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ મંદિરમાં છે : ૪૩૯

૧૬૭૩ (ઈ. સ. ૧૬૧૬)માં મલેક અંબરે ઔરંગાબાદમાં નારકુંડા નામે મહેલ અને મસ્જિદ બંધાવ્યાં : ૩૯૮

૧૬૭૪ માં બાદશાહ જહાંગીર માંડવગઢ આવ્યો હતો : ૩૩૧

૧૬૭૫ માં કવિવર બનારસીદાસ દિલ્હીમાં આવ્યા હતા : ૩૫૪

૧૬૮૨ નો લેખ કરાડમાં આવેલા શ્રીસંભવનાથ મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૪

૧૬૮૩ ની આસપાસમાં કાંગડાનાં જૈન મંદિરોનો નાશ થયો : ૩૬૨

— (ઈ. સ. ૧૬૨૬) માં ફતેહખાને ઔરંગાબાદને ફતેહનગર નામ આપી કિલ્લો બંધાવ્યો : ૩૯૯

૧૬૮૫ ના ભાદરવા સુદિ ૫ ને સોમવારના દિવસે કેસરિયાજી (ધૂલેવ)ના મંદિરનો મધ્ય ભાગ બની ચૂક્યો હતો : ૩૪૮

૧૬૮૮ ના વૈશાખ સુદિ ૧૫ નો લેખ ગુણાયાના જિનાલયમાં રહેલી શ્રીગૌતમસ્વામીની ચરણપાદુકા ઉપર છે : ૪૪૩

—ના લેખોવાળી ઉપા૦ ભાનુચંદ્ર અને ઉપા૦ સિદ્ધિચંદ્રની ચરણપાદુકાઓ કેસરિયાજી (ધૂલેવ) ના મંદિરમાં મોજુદ છે : ૩૪૮

૧૬૯૩ માં ઋષિ ગંગૂએ સિયાલકોટમાં 'વૈરાગ્યશતક' ની પ્રતિલિપિ કરી : ૩૫૫

૧૬૯૫ (ઈ. સ. ૧૬૩૮) એક લિંગાયતધર્મીએ હલેબીડમાં જૈનોની બસ્તિ—મંદિરના સ્તંભ ઉપર શિવલિંગ કોતર્યું : ૩૭૬

૧૬૯૮ ના વૈશાખ સુદિ ૫ ને સોમવારે ખરતરગચ્છાચાર્ય શ્રીજિનપતિસૂરિની અધ્યક્ષતામાં શ્વેતાંબર સંઘે પાવાપુરીમાં રહેલા ગામ—મંદિરની પ્રતિષ્ઠા કરાવી : ૪૫૧

—નો લેખ પાવાપુરીના ગામ—મંદિરની મૂળ વેદી ઉપર છે : ૪૫૧

—ની સાલનો લેખ પાવાપુરીના ગામ—મંદિરમાં મૂળ વેદીની ડાબી બાજુએ શ્રીવીર ભગવાનના ૧૧ ગણધરોની પાદુકાઓ ઉપર છે : ૪૫૧, ૪૫૩

૧૭ મી શતાબ્દીમાં ચિતોડે પોતાનું પ્રાચીન ગૌરવ ખોયું હતું : ૩૪૧

—મા સૈકામાં શ્રીહીરવિજયસૂરિના આદેશથી તેમના શિષ્ય—પ્રશિષ્યો પંજાબમાં વિચર્યા હતા : ૩૫૧

—મા સૈકામાં જૈન સાધુઓ—યતિઓ પંજાબના પ્રદેશમાં ખૂબ વિહરતા એમ જણાય છે : ૩૫૫

—મા સૈકામાં પણ જૈનો ઉપર વીરશૈવ ધર્મે બળજબરીથી પોતાના ધર્મની અસર પાડવાનો પ્રયત્ન કરેલો એવું એક શિલાલેખથી જણાય છે : ૩૭૬

—મા સૈકાના વિદ્વાન કવિ મહોપાધ્યાય શ્રીમેઘવિજયજી ગણિએ 'મેઘદૂતસમસ્યાલેખ' નામક વિજ્ઞપ્તિપત્રમાં અનકાઇ—ટનકાઇનો ઉલ્લેખ કર્યો છે : ૩૮૧

—મી સદીમાં સવવી સેહિલે શૌરીપુરનો સંઘ કાઢ્યો હતો : ૪૩૨

—મી સદીમાં સં. કુંરપાલ અને સોનપાલે રાજગૃહ તીર્થની યાત્રા કરી હતી : ૪૫૭

—મી સદીમાં આગરાનિવાસી શેઠ કુંરપાલ અને સોનપાલ નામના બે ભાઈઓ સમેતશિખરનો સંઘ લઈને તીર્થયાત્રા કરતા પાટલીપુત્ર આવ્યા હતા : ૪૭૭

—મા સૈકાના શ્રીજયવિજયજી સમેતશિખર તીર્થને શત્રુંજય જેવા ગણાવે છે : ૪૪૫

—મી શતાબ્દીમાં થયેલા શ્રીવિજયસાગરગણિએ રાજગૃહનું વર્ણન કર્યું છે : ૪૫૪, ૪૫૭

—મી સદીના યાત્રીઓ કવિ વિજયસાગર અને શીલવિજયજી રાજગૃહના મણિયાર—મઠના કૂવા ઉપર ઘૂમટ હોવાનો નિર્દેશ કરે છે : ૪૬૦

—મા સૈકાના યાત્રી શ્રીવિજયસાગરે હસ્તિનાપુરમાં ૫ સ્તૂપો અને ૫ મૂર્તિઓ હોવાનો ઉલ્લેખ કર્યો છે : ૪૬૪

—મા સૈકાના યાત્રી શ્રીવિજયસાગર મિથિલાને હાજીપુરથી ઉત્તરમાં ૪૦ કોસ દૂર બતાવે છે : ૪૮૫

—મી સદીથી લઈને વર્તમાન સદી સુધીના લેખો પાવાપુરીના ગામ—મંદિરમાં રહેલી મૂર્તિઓ અને ચરણપાદુકાઓ ઉપરથી મળે છે : ૪૫૧

૧૭—૧૮ મી શતાબ્દી સુધી બિહારમાં મહત્તિયાણ જૈનોની પ્રધાનતા હતી : ૪૭૪

૧૭૦૧ માં રતલામમાં આવેલા યતિ શ્રીખૂબચંદજીના ઘર દેરાસરમાં મૂ૦ ના૦ ની અંજનશલાકા થઈ : ૩૧૪

—ના લેખવાળી શ્રીમહાવીર ભ.ની મૂર્તિ રતલામમાં શ્રીમોતીલાલજીના મંદિરની બહારની છત્રીમાં છે : ૩૧૫

૧૭૦૮ નો લેખ રતલામમાં મહેતા વાસમાં આવેલા કબીરજીના મંદિર નામે ઓળખતા જિનાલયમાં છે : ૩૧૪

૧૭૦૯ માં સિયાલકોટમાં શ્રીપાર્શ્વનાથ ભ. નું મંદિર વિદ્યમાન હતું : ૩૫૬

—માં હંસરાજ ગણિના શિષ્ય ઋષિ સુકેશવે 'સિયાલકોટ-મંડન શ્રીપાર્શ્વનાથ ભગવાનકા છંદ' નામક ૨૧ કડીઓનું કાવ્ય રચ્યું છે : ૩૫૬

૧૭૧૫ ના ચૈત્ર સુદિ ૬ના રોજ શ્રીભાવવિજયજી ગણિએ અંતરિક્ષ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા નવા મંદિરમાં કરી : ૪૦૬

૧૭૩૨ ના વૈશાખ સુદિ ૭ને ગુરુવારના પ્રતિમાલેખો રાજનગરના જૈન મંદિરમાં છે : ૩૩૮

૧૭૩૫ માં પ્રતિષ્ઠિત શ્રીદીપવિજયજી મહારાજની ચરણપાદુકા પાવાપુરીના જળમંદિરમાં વિદ્યમાન છે : ૪૫૨

૧૭૪૬ માં શીલવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં પણ અંતરિક્ષજીની મૂર્તિના અદ્ધર રહેવાની વાત જણાવેલી છે : ૪૦૬

—માં શ્રીશીલવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં દિલ્હીના શ્રીમહાવીર મંદિરનો ઉલ્લેખ છે : ૩૫૪

—માં શ્રીશીલવિજયજીએ રાજગૃહની નોંધ આપી છે : ૪૫૪

૧૭૪૭ લગભગમાં શ્રીસૌભાગ્યવિજયજી કૌશાંબી આવ્યા ત્યારે ત્યાં ૧ જિનાલય હતું : ૪૭૧

—માં શ્રીસૌભાગ્યવિજયજી શૌરીપુર તીર્થની યાત્રાએ આવ્યા હતા : ૪૩૩

—ના યાત્રી શ્રીસૌભાગ્યવિજયજી નાલંદા—કુંડલપુરમાં આવેલા યાત્રાસ્થાનને ત્યાંથી ૫ કોશ દૂર હોવાનું બતાવે છે : ૪૪૮

—માં શ્રીસૌભાગ્યવિજયજી કુંડલપુર—નાલંદા આવ્યા ત્યારે ત્યા ૧ જિનાલય, ૧ સ્તૂપ અને બીજાં પ્રતિમા વિનાનાં જિનાલયો ઈશાન દિશામાં હોવાનું નોંધે છે : ૪૪૯

—માં શ્રીસૌભાગ્યવિજયજીએ રાજગૃહનો મહિમા ગાયો છે : ૪૫૪, ૪૫૬

—ના યાત્રી શ્રીસૌભાગ્યવિજયજીએ રાજગૃહના સ્વર્ણગિરિ ઉપર ૧૬ જિનાલયો હોવાની નોંધ કરી છે : ૪૫૯

—ના યાત્રી શ્રીસૌભાગ્યવિજયજી રાજગૃહના રત્નગિરિ ઉપર ૩ જિનાલયો હોવાની નોંધ આપે છે : ૪૫૮

—માં શ્રીસૌભાગ્યવિજયજીએ 'તીર્થમાળા'માં કાંપિલ્ય-પુરમાં બનેલી ઘટનાઓનું વર્ણન કરેલું છે : ૪૨૧

—ના યાત્રી શ્રીસૌભાગ્યવિજયજીએ મુર્શિદાબાદની એ વખતની સ્થિતિનો ખ્યાલ આપ્યો છે : ૪૯૦

—માં પં. શ્રીસૌભાગ્યવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં ભદ્દિલપુર તીર્થ ક્યાં આવ્યું એ વિશે હકીકત નોંધેલી છે : ૪૭૩

—ના શ્રીસૌભાગ્યવિજયજી વૈભારગિરિ ઉપર બાવન જિનાલયો હોવાનું કહે છે : ૪૬૧

—ના યાત્રી સૌભાગ્યવિજયજી કોના—અકોના ગામને શ્રાવસ્તીથી ઓળખાવે છે : ૪૮૩

—માં શેઠ કિસનદાસ લક્ષ્મણદાસે સતારામાં મંગળપેઠમાં શ્રીપાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું : ૩૮૩

૧૭૫૬ માં બનેલી શ્રીવિજયસાગરસૂરિની મૂર્તિ કેસરિયાજી (ધુલેવ) ના મંદિરમાંની એક દેવકુલિકામાં છે : ૩૪૮

૧૭૫૭ માં ઉપાધ્યાય મેઘવિજયજી ગણિ શૌરીપુર તીર્થની યાત્રાએ આવ્યા હતા : ૪૩૩

૧૭૬૭ (શક સં. ૧૬૩૩)ના ચૈત્ર સુદિ ૧૦ના દિવસનો લેખ કુલ્પાક મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૯૬, ૩૯૭

૧૭૭૦ પહેલાં સમેતશિખર આવવા માટે ત્રણ સડક—માર્ગો હતા : ૪૪૪

૧૭૭૨ ના મહા સુદિ ૧૩ને સોમવારના દિવસે પ્રતિષ્ઠિત કરેલી પુંડરીક ગણધરની ચરણપાદુકા પાવાપુરીના ગામ-મંદિરમાં છે : ૪૫૧, ૪૫૨

૧૭૭૮ ના પોષ વદિ ૧૩ના દિવસે નગસિંહદાસે મગસી તીર્થની યાત્રા કરી 'મગસીમંડન પાર્શ્વનાથ સ્તવન'નો રચના કરી : ૩૧૯

૧૭૮૩ થી ૧૭૯૬ (ઈ. સ. ૧૭૨૬ થી ૧૭૩૯)માં સુજાખાન—સુજા—ઉદ્—દૌલાએ બંગાળમાં રાજ્ય કર્યું : ૪૯૦

૧૮ મા સૈકાના યાત્રી શ્રીવિજયસાગર શ્રાવસ્તીને અયોધ્યાથી ૩૦ માઈલ દૂર બતાવે છે : ૪૮૩

—મા સૈકાના શ્રીવિજયસાગરજી સમેતશિખરનો મહિમા શત્રુંજયથી અધિક બતાવે છે : ૪૪૫

—મા સૈકાના યાત્રી શ્રીસૌભાગ્યવિજયજી મિથિલાને પટણાથી ઉત્તરમાં ૫૦ કોસ દૂર આવેલા સીતામઢી સ્થળને બતાવે છે : ૪૮૫

—મા સૈકાના યાત્રી શ્રીસૌભાગ્યવિજયજી હસ્તિનાપુરમાં ૩ સ્તૂપ—પૂજા હોવાની વાત કરે છે : ૪૬૫

—મા સૈકામાં ભદ્દિલપુરની સ્થિતિ કેવી હતી એ શ્રીસૌભાગ્યવિજયજીએ 'તીર્થમાળા'માં આપેલી હકીકતથી જાણવા મળે છે : ૪૭૩

—મા સૈકાના યાત્રી શ્રીસૌભાગ્યવિજયજી મંદારગિરિ આવ્યા તે વખતની સ્થિતિનું તેમણે વર્ણન આપ્યું છે : ૪૮૮

—મા સૈકાની શરૂઆતમાં કુંડલપુર—નાલંદામાં એવો દૂર પંજો ફરી વળ્યો કે, ૧૬—૧૭ જિનાલયોમાંથી માત્ર ૧ બચી રહ્યું : ૪૪૯

—મી સદીમાં કંપિલપુર પિટિયારીના નામે ઓળખાતું હશે : ૪૨૧

—મી સદીમાં બાદશાહ જહાંગીરના કૃપાપાત્ર ઝવેરી જગતશેઠ હીરાનંદ શાહ પટણામાં જ રહેતા હતા : ૪૭૭

—મા સૈકામાં મુર્શીદાબાદના કાસમ બજારમાં એક જૈન મંદિર હતું પણ તે પછી જૈન વસ્તીના અભાવે એ મંદિરને વધાવી લેવામાં આવ્યું : ૪૯૦

—મા સૈકામાં મુર્શીદકુલીખાંએ મુર્શીદાબાદ નગર વસાવ્યું : ૪૯૦

—મી સદીના ઉત્તરાર્ધમાં થયેલા નિહાલ નામના યતિએ 'બંગાલદેશકી ગઝલ' રચી, જેમાં જગતશેઠનું વર્ણન આપ્યુ છે : ૪૮૯

—મી સદીના તીર્થયાત્રીઓએ બિહારને જ તુંગીયા નગર તરીકે ઓળખાવ્યું છે : ૪૭૪

—મા સૈકાના ઉત્તરાર્ધ સુધીમાં કૌશાંબીમાં ૨ જિનાલયો પૈકી ૧ માત્ર બચી રહ્યું હતું : ૪૭૧

માં કેસરિયાજી ( ધૂલેવ )ના મંદિર બહારના ભાગમાં શ્રીજગવલ્લભ પાર્શ્વનાથ ભ. ની પ્રતિષ્ઠા શ્રીસુમતિચંદ્ર મહારાજે કરી : ૩૪૮

માં પં. કુશળવિજયજી ગણિ વગેરેએ શૌરીપુર તીર્થની યાત્રા કરી હતી : ૪૩૩

( સને ૧૭૫૦ ) લગભગમાં પૂનામાં શંકરાચાર્યને જૈનાચાર્યનો ભેટો થયો : ૩૭૯

—( સને ૧૭૫૦ ) લગભગમાં પૂનામાં શ્રીગોડી પાર્શ્વનાથનું મંદિર બાંધવામાં આવ્યું, તે પહેલાં કલેવામરમાં જૈન મંદિર હતું : ૩૭૯

માં લખાયેલી હસ્તલિખિત પોથી, જે પંજાબ યુનિવરસીટી લાયબ્રેરીના સંસ્કૃત વિભાગમાં છે, તેમાં લાહોરને 'લાહનૂર' નામથી ઓળખાવવામાં આવ્યુ છે : ટિ૦ ૩૫૮

માં મદ્રાસમાં વેંકટાચલ મુદ્દલી સ્ટ્રીટ ચૂલેમાં શ્રીચંદ્રપ્રભસ્વામીનું મંદિર બંધાયુ : ૩૮૯

માં હુગલીનિવાસી શેઠ માણેકચંદ ગાંધીએ રાજગિરના ગામ–મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૪૫૫

ના વૈશાખ સુદિ ૧૩ ને ગુરુવારનો લેખ સમેતશિખર પર આવેલા જળમંદિરના મૂળનાયક ઉપર છે : ૪૪૬

—ના વૈશાખ સુદિ ૧૩ ને ગુરુવારનો લેખ સમેતશિખર પર આવેલા જળમંદિરમાંના મૂળનાયકની બાજુની મૂર્તિ ઉપર છે : ૪૪૭

ના મહા સુદિ ૩ ને ગુરુવારનો લેખ સમેતશિખર ઉપર આવેલી શ્રીઅજિતનાથ ભગવાનની દેરીની ચરણપાદુકા ઉપર છે : ૪૪૭

—ના મહા સુદિ ૩ ને ગુરુવારનો લેખ સમેતશિખર ઉપર આવેલી શ્રીસંભવનાથ ભગવાનની દેરીમાંની ચરણપાદુકા પર છે : ૪૪૭

—ના મહા સુદિ ૩ ને ગુરુવારનો લેખ સમેતશિખર ઉપર આવેલી શ્રીસુમતિનાથ ભગવાનની દેરીમાંની ચરણપાદુકા ઉપર છે : ૪૪૭

૧૮૨૯ ના મહા સુદિ ૬ ના દિવસનો લેખ રાજગૃહના રત્નગિરિ ઉપર આવેલા શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરમાં રહેલી ચાર પાદુકાઓ ઉપર છે : ૪૫૮

૧૮૩૦ માં મહિમાપુરના કીરતબાગમાં શ્રીપાર્શ્વનાથનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૯૦

૧૮૩૫ નો લેખ પૂનાના શુક્રવાર પેઠમાં આવેલી દાદાવાડીમાં રહેલી શ્રીહીરવિજયસૂરિની પાદુકા ઉપર છે : ૩૮૦

૧૮૪૩ માં કેશરિયાજી ( ધૂલેવ )ના મંદિરમાં નવચોકીનો ભાગ શ્રીજિનભક્તિસૂરિ અને શ્રીજિનલાભસૂરિના ઉપદેશથી બાંધવામાં આવ્યો : ૩૪૮

૧૮૪૫ માં બાલુચરના ઓસવાલપટ્ટી મહોલ્લામાં આવેલું શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૮૮

૧૮૪૮ ના ભાદરવા સુદિ ૧૧ નો લેખ પટણામાં આવેલા ગુલઝાર બજારના કમલદ્રહમાં બનેલી દેરીની પાદુકાજોડ ઉપર છે : ૪૭૯

—માં રાજગૃહના વિપુલગિરિ ઉપર આવેલા શ્રીમુનિસુવ્રતસ્વામીના જિનાલયમાં અતિમુક્તક મુનિની મૂર્તિ પ્રતિષ્ઠિત કરી : ૪૫૮

૧૮૫૦ લગભગમાં લખનૌના સોની તોલામાં આવેલું ચિંતામણિ પાર્શ્વનાથનું બીજું મંદિર રાય બદ્રીદાસે બંધાવ્યું : ૪૧૯

—માં રતલામમાં આવેલા શ્રીચંદ્રપ્રભસ્વામીનું મંદિર શ્રીપૂજ ગંભીરચંદજીએ બંધાવ્યું : ૩૧૫

૧૮૫૨ સુધીમાં માંડવગઢના શ્રીસુપાર્શ્વનાથ મંદિરના મૂ૦ના૦ ની ધાતુપ્રતિમાનો પત્તો નહોતો : ૩૩૧

૧૮૫૬ પહેલાંનો કોઈ લેખ ચંપાપુરીના જિનાલયમાં નથી : ૪૮૮

—નો લેખ ચંપાનાળામાં આવેલાં બે જિનાલયો પૈકી શ્રીવાસુપૂજ્ય ભગવાનના મંદિરના મૂળનાયક ઉપર છે; એટલે એ સમયે આ મંદિર જીર્ણોદ્ધારરૂપે નવું બાંધવામાં આવ્યું : ૪૮૭

૧૮૬૦ માં રચાયેલી એક 'લાવણી' માં કેસરિયાજી ( ધૂલેવ ) ના મંદિરનો કોટ લગભગ એ સમયે બંધાયો હશે એમ લાગે છે : ૩૪૮

૧૮૬૯ ( ઈ. સ. ૧૮૧૨ )માં પાટલીપુત્રની પાસેથી બે મૂર્તિઓ મળી હતી, જે કલકત્તાના ઇંડિયન મ્યુઝિયમમાં રાખેલી છે, તેના પરના લેખો ડૉ. કાશીપ્રસાદ જાયસવાલે વાંચીને જણાવેલું છે, તેમાંની એક મૂર્તિ ઉદાયી રાજાની છે : ૪૭૫

૧૮૭૧ (૧૭૩૯) ના માહ સુદિ ૬ ને બુધવારે શ્રીજિનહર્ષ-સૂરિએ કલકત્તાના બડા બજારમાં આવેલી તુલાપટ્ટીના શ્રીશાંતિનાથ મંદિરની પ્રતિષ્ઠા કરી : ૪૯૬

૧૮૭૫ ના વૈશાખ સુદિ ૧૦ ને શુક્રવારના લેખવાળી બે જિન-પાદુકાઓ, જે મિથિલામાં હતી તે ભાગલપુરના જૈન મંદિરમાં પધરાવવામાં આવી : ૪૮૪

—માં શ્રીસંઘે ગ્વાલિયર–લશ્કરના શરાફ બજારમાં ચિંતા-મણિ પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું : ૪૧૭

૧૮૭૭ માં બાબુ છોટનજી લખનૌવાળાએ રત્નપુરીના જિના-લયનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૪૩૪

—ની સાલના લેખોવાળી ચરણપાદુકાઓ અયોધ્યાના જિનમંદિરમાં છે : ૪૬૮

૧૮૭૯ નો એક લેખ નાગદાના જૈન મંદિરમાં રહેલા એક સ્તંભ ઉપર છે : ૩૩૭

૧૮૮૦–૧૮૯૦ માં શ્રીજિનચંદ્રસૂરિએ દિલ્હીમાં ચતુર્માસ કર્યું : ૩૫૪

૧૮૮૨ નો લેખ રતલામમાં આવેલા બાબા સાહેબના નામે ઓળખાતા જિનાલયમાં છે : ૩૧૫

૧૮૮૬ માં ભેલસામાં શ્રીસંઘે શ્રીમુનિસુવ્રતસ્વામીનું મંદિર બંધાવ્યું : ૩૨૭

૧૮૮૮ ના માગશર સુદિ ૫ ને સોમવારનો લેખ પટણામાં આવેલા ગુલઝારના કમલદ્રહમાં બનેલી દેરીની બાર-સાખ ઉપર છે : ૪૭૯

—નો લેખ લખનૌના ઠાકોરગંજ દાદાવાડીમાં આવેલા શ્રીઆદિનાથના મંદિરના મૂળનાયક ઉપર છે : ૪૧૮

૧૮૯૧ ની સાલની પુષ્પિકા ડેરાગાજીખાનના હસ્તલિખિત ભંડારમાં રહેલી 'કલ્પસૂત્ર' અને 'કાલકકથા' નામક પોથીમાં છે : ૩૬૭

૧૮૯૨ લગભગમાં રતલામમાં ગુગરિયાના મંદિરથી ઓળખાતું જિનાલય શ્રીસંઘે બંધાવ્યું : ૩૧૫

૧૮૯૩ ના લેખવાળી શ્રીપાર્શ્વનાથ ભ૦ની મૂર્તિ રતલામમાં શ્રીમોતીલાલજીના મંદિરની છત્રીમાં છે : ૩૧૫

૧૮૯૯ ના શિલાલેખો ડુંગરપુરના શ્રીઆદિનાથ જિનાલયની કેટલીક પ્રતિમાઓ ઉપર છે. : ૩૪૬

—માં માંડવગઢના શ્રીસુપાર્શ્વનાથ મંદિરની ધાતુપ્રતિમાનો પત્તો લાગતાં, તેની પ્રતિષ્ઠા કરવામાં આવી : ૩૩૧

૧૯ મી સદીમાં ચિત્તોડમાં બે–ત્રણ જિનમંદિરો નવાં બન્યાં છે : ૩૪૧

—મી સદીના શ્રીઅમૃતધર્મગણિએ રાજગૃહ તીર્થનો મહિમા વર્ણવ્યો છે : ૪૫૪

૧૯૦૦ માં લખનૌના સોનીટોલામાં આવેલું શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૧૯

—માં લખનૌમાં આવેલા ઓરનતોલાનું શ્રીશાંતિનાથ-ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૧૮

—લગભગમાં હસ્તિનાપુરના જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો : ૪૬૫

૧૯૦૧ નો લેખ રતલામમાં આવેલા યતિ ખૂબચંદજીના ઘર-દેરાસરમાં છે : ૩૧૪

૧૯૦૩ માં તાલનપુરના શ્રીઆદિનાથ જિનાલયનો જીર્ણોદ્ધાર થયો : ૩૨૦

—નો લેખ હુબલીમાં કંચગાર ગલીમાં આવેલા શ્રીઅજિતનાથના મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૬

૧૯૦૪ માં શ્રીદેવેન્દ્રસૂરિએ બડોદાના જિનાલયના મૂ૦ના૦ની ફરી પ્રતિષ્ઠા કરી : ૩૪૫

૧૯૦૮ નો લેખ ડુંગરપુરના શ્રીશાંતિજિનાલયના મૂ૦ના૦ની પ્રતિમા ઉપર છે : ૩૪૬

૧૯૧૦ માં પાવાપુરીના ગામ–મંદિરમાં શ્રીદેવર્ધિગણિ ક્ષમાશ્રમણની પીળા આરસની મૂર્તિ શ્રીમહેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી : ૪૫૧

—સાલનો લેખ બિહારશરીફમાં આવેલા લાલબાગના શ્રીઆદિનાથ મંદિરના મૂળનાયક ઉપર છે : ૪૭૪

૧૯૧૨ લગભગમાં લખનૌના સતધરા બહોરનતોલામાં આવેલા શ્રીશ્રેયાંસનાથનું મંદિર શેઠ ઇંદરચંદજી ખેમચંદજીએ બંધાવ્યું : ૪૧૯

૧૯૧૫ માં ડુંગરપુરનું શ્રીમહાવીર મંદિર બાંધવામાં આવ્યું : ૩૪૬

૧૯૧૬ માં લુધીઆનામાં પૂજ્ય મહેતાબ ઋષિએ શ્રીસુપાર્શ્વનાથ ભ૦નું મંદિર બંધાવ્યું : ૩૬૯

—માં તાલનપુરના એક ખેતરમાંથી ૨૫ જિનમૂર્તિઓ મળી હતી : ૩૨૦

૧૯૧૯ માં લાહોરના દેરાસરમાં વચ્ચોવચ દીવાલ ચણી લઈને અડધું મંદિર દિગંબર ભાઈઓને સુપ્રત કરવામાં આવ્યું : ૩૫૯

૧૯૨૧ નો લેખ જુન્નેરમાં બુધવાર પેઠમાં આવેલા શ્રીઅમી-ઝરા પાર્શ્વનાથના મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૦

૧૯૨૩ માં કલકત્તામાં શામબજારના માણેકતલામાં આવેલું શ્રીશીતલનાથ ભગવાનનું કાચનું મંદિર રા૦ બ૦ બાબુ બદ્રીદાસે બંધાવી પ્રતિષ્ઠિત કરાવ્યું : ૪૯૭

૧૯૨૪ ના મહા વદિ ૫ નો જીર્ણોદ્ધારનો લેખ ગુણાયાના જિનાલયમાં છે : ૪૪૪

—માં શેઠ સુખલાલજી ઝવેરીએ કલકત્તાના શામબજારના માણેકતલામાં આવેલું શ્રીમહાવીરસ્વામીનું મંદિર બંધાવ્યું : ૪૯૭

—નો લેખ લખનૌના ઓરનતોલામાં આવેલા શ્રીમહાવીર-સ્વામીના મંદિરના મૂળનાયક ઉપર છે : ૪૧૮

૧૯૨૫ માં સાંગલીમાં શેઠ ચતુરદાસ પિતાંબરદાસને ત્યાં શેઠ મોતીચંદ ખીમચંદે શ્રીશાંતિનાથ મંદિર બંધાવ્યું : ૪૮૪

૧૯૨૬ ના મહા સુદિ ૭ ના રોજ કુંભોજની પાસે આવેલી બાહુબલી પહાડી ઉપરના શ્રીજગવલ્લભ પાર્શ્વનાથ મંદિરનો જીર્ણોદ્ધાર થયો : ૩૮૪

—નો લેખ કુંભોજ પાસે આવેલી બાહુબલી પહાડી ઉપરના શ્રીજગવલ્લભ પાર્શ્વનાથ મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૪

—માં પિંડદાદનખાનમાં ખંડિત પડેલું જિનમંદિર બાંધવામાં આવ્યું હતુ : ૩૬૫

૧૯૨૭ (સને ૧૮૭૦) માં કાર્લાઈલ શૌરીપુરમાંથી ઘણી પ્રાચીન વસ્તુઓ એકઠી કરીને આગરા મોકલી હતી : ૪૩૩

૧૯૨૯ માં કલકત્તાનિવાસી શેઠ જીવનદાસજીએ પાવાપુરીના જળમંદિરમાં આરસની ૩ વેદિકાઓ બનાવી : ૪૫૨

૧૯૨૯–૧૯૩૦ (ઈ. સ. ૧૮૭૨–૧૮૭૩) મા મિ. બેગલરે બંગાળમાંથી કેટલાંયે અવશેષો શોધી કાઢયાં જે મુખ્યતઃ જૈન હતાં : ૪૧૪

૧૯૩૦ ના મહા સુદિ ૫ નો લેખ ગુણાયાના જિનાલયમાં રહેલી શ્રીમહાવીરસ્વામીની ચરણપાદુકા ઉપર છે : ૪૪૩

—મા રા૦બ૦ ધનપતિસિંહ અને લક્ષ્મીપતિ સિંહેબરાકડ ગામના નદીકિનારે શ્રીમહાવીરસ્વામીના કેવલજ્ઞાન-સ્થાપનારૂપે જીર્ણોદ્ધાર કરાવી નવું મંદિર બંધાવ્યુ : ૪૪૨

—માં લાલા ગિરધારીલાલજીએ લખનૌમાં શ્રીઆદિનાથનું મંદિર બંધાવ્યું : ૪૧૮

૧૯૩૧ ના મહા સુદિ ૧૦ નો જીર્ણોદ્ધાર–લેખ સમેતશિખર પર આવેલી શ્રીસુમતિનાથ ભગવાનની દેરીમાં છે : ૪૪૭

—ના મહા સુદિ ૧૦ ને સોમવારનો જીર્ણોદ્ધાર–લેખ સમેતશિખર પર આવેલી શ્રીસંભવનાથ ભગવાનની દેરીમાં છે : ૪૪૭

—ના મહા સુદિ ૧૦ ને સોમવારનો લેખ સમેતશિખર ઉપર આવેલી શ્રીઅજિતનાથ ભગવાનની દેરીમાં તેના જીર્ણોદ્ધાર સંબંધે છે : ૪૪૭

—ની સાલની બ્રાહ્મી–ચંદનાદિ ૧૬ સતીઓની પાદુકાઓ પાવાપુરીના જળમંદિરમાં છે : ૪૫૨

—નો લેખ સતારામાં સદાશિવ પેઠમાં આવેલા શ્રીઆદિનાથના મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૩

—માં રા. બ. બાબુ ધનપતસિંહજીએ બલુચવાડમાં વિશાળ ધર્મશાળા અને શ્રીમહાવીરસ્વામીનું મંદિર બંધાવ્યુ : ૪૯૩

૧૯૩૨ માં શ્રીમતી મહેતાબકુંવરબાએ પાવાપુરીમાં ચૌમુખજીનું મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી : ૪૫૨

૧૯૩૨ થી ૧૯૪૨ (સને ૧૮૭૫ થી ૧૮૮૫) સુધીમાં સરકારે શ્રાવસ્તીમાં કુદુંબવાયું ખોદકામ કરાવ્યું તેના આધારે ડૉ૦ હોને કેટલીક મહત્ત્વની વસ્તુઓ અને એક જૈન મંદિરનું ખંડિયેર મળી આવ્યાં : ૪૮૩

૧૯૩૩ ના જેઠ સુદિ ૧૨ ને શનિવારનો જીર્ણોદ્ધાર–લેખ સમેતશિખર પર આવેલી શ્રીઅભિનંદનસ્વામીની દેરીમાં છે : ૪૪૭

—માં રાય બાબુ લક્ષ્મીપતિસિંહજીએ માતા મહેતાબકુંવરની પ્રેરણાથી કટગોલા–નરસિંહપુરમાં શ્રીઆદિનાથનું વિશાળ મંદિર બંધાવ્યુ : ૪૮૯

—માં અજિમગંજમાં રા. બ. બાબુ ધનપતસિંહજીએ શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું : ૪૯૧

૧૯૩૫ ના લેખો પાવાપુરીના જળમંદિરમાં ત્રણ વેદિકા ઉપરની ચરણપાદુકાઓ ઉપર છે : ૪૫૨

—માં શ્વેતાંબર શ્રાવકોએ સિરપુર–અંતરિક્ષજીમાં છેલ્લો ધ્વજા–દંડ ચડાવ્યો : ૪૦૭

—(ફસલી સન ૧૨૯૮) બાઈ દુકાન કલમનૂરીએ શ્વેતાંબર ઓશવાલ હસ્તક સિરપુર–અંતરિક્ષજીમાં પધા કરાવી : ૪૦૭

૧૯૩૬ માં ભાગલપુરમાં રા. બ. શ્રીધનપતસિંહજીએ જૈન ધર્મશાળા અને શ્રીવાસુપૂજ્યસ્વામીનું મંદિર બંધાવ્યું : ૪૮૪

૧૯૪૦ માં શ્રીવિજયરાજેન્દ્રસૂરિના ઉપદેશથી ખાચરોદના શ્રીસુવિધિનાથ જિનાલયનો જીર્ણોદ્ધાર થયો : ૩૨૧

—લગભગમાં અજિમગંજની મહાજન પટ્ટીમાં આવેલું શ્રીગોડી પાર્શ્વનાથનું મંદિર બાબુ ગણપતસિંહજી દુગડે બંધાવ્યુ : ૪૯૧

૧૯૪૨ ના શ્રાવણ વદિ ૯ ના દિવસનો લેખ પાવાપુરીના ગામમંદિરવાળી શ્વેતાંબર ધર્મશાળાના દેરાસરની પાછલી ભીંત ઉપર છે : ૪૫૨

૧૯૪૩ માં અજિમગંજની મહાજનપટ્ટીમાં આવેલું શ્રીનેમિનાથ ભગવાનનુ મંદિર બાંધવામાં આવ્યું : ૪૯૧

—(ઈ. સ. ૧૮૮૬) ની એક નોંધથી જણાય છે કે, ગવાલપાડા (આસામ) ના જૈન મંદિરમાં શ્રીચંદ્રપ્રભ ભગવાન મૂળનાયક હતા : ૫૦૦

૧૯૪૪ માં શેઠ રઘુનાથપ્રસાદજી ભંડારીએ લખનૌના શાહદત્તગંજમાં આવેલું શ્રીસંભવનાથનું મંદિર બંધાવ્યું : ૪૧૯

૧૯૪૭ માં પૂનામાં વાનવાડી બજારમાં શ્રીઆદિનાથનું મંદિર બાંધવામાં આવ્યું : ૩૭૯

૧૯૪૮ માં પૂનામાં સાચાપીર સ્ટ્રીટમાં આવેલું શ્રીવાસુપૂજ્યસ્વામીનું મંદિર બંધાયું : ૩૭૯

—માં હોશિયારપુરમાં લાલા ગુજ્જરમલજીએ શ્રીવાસુપૂજ્ય સ્વ. ના મંદિરના શિખરનો ઘુમટ સોનાના પતરાંથી મઢાવ્યો : ૩૬૮

૧૯૪૯ માં બાલુચરના ઓસવાલપટ્ટી મહોલ્લામાં આવેલું શ્રીવિમલનાથ ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૮૮

૧૯૫૦ માં કુકસીના શ્રીસંઘે તાલનપુરમાં જિનમંદિર બંધાવી ત્યાંથી નીકળેલી જિનમૂર્તિઓને તેમાં પધરાવી : ૩૨૦

—માં લુધીઆનામાં શ્રીસંઘે શ્રીપાર્શ્વનાથ ભ૦ નું મંદિર બંધાવ્યું : ૩૬૯

—માં હોશિયારપુરમાં શ્રીપાર્શ્વનાથ ભ. નું મંદિર બાંધવામાં આવ્યું : ૩૬૮

—માં હોશિયારપુરના શ્રીવાસુપૂજ્ય જિનમંદિરની પ્રતિષ્ઠા થઈ : ૩૬૮

૧૯૫૧ માં ખાચરોદમાં યતિ રોડજીના શ્રીગોડીપાર્શ્વજિનાલયનો જીર્ણોદ્ધાર થયો : ૩૨૧

—માં શ્રાવિકા કસ્તુરબાઈએ ખાચરોદના યતિ રામાજીના શ્રીપાર્શ્વ જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૩૨૧

૧૯૫૨ માં શેઠ ગણેશીલાલ કપૂરચંદજીએ કલકત્તામાં શામબજારના માણેકતલામાં આવેલું શ્રીચંદ્રપ્રભસ્વામીનું મંદિર બંધાવ્યુ : ૪૯૭

—માં શેઠ કેશરીચંદજીએ રતલામના તળાવ કિનારે આવેલા બગીચામાં શ્રીચંદપ્રભનું જિનાલય બંધાવ્યું : ૩૧૫

૧૯૫૩ માં બિહારનિવાસી બાબુ ગોવિંદચંદજી સુચતીએ પાવાપુરીના સમવસરણ મંદિરની પ્રતિષ્ઠા કરાવી : ૪૫૨

૧૯૫૪ માં આસામ–ગવાલપાડામાં ભારે ભૂકંપ થયો : ૫૦૧

૧૯૫૫ માં ખાચરોદમાં યતિ રામાજીના શ્રીપાર્શ્વજિનાલયની પુનઃ પ્રતિષ્ઠા થઈ : ૩૨૧

—માં હૈદ્રાબાદ (દક્ષિણ) માં ચાર કમાનની પાસે શ્રીપાર્શ્વનાથનું મંદિર બાંધવામાં આવ્યું : ૩૯૫

૧૯૫૭ નો લેખ ખાનકા ડોંગરામાં આવેલા શ્રીશાંતિનાથ ભ. ના મૂળનાયક ઉપર છે : ૩૫૬

૧૯૫૮ માં આસામ–ગવાલપાડામાં આવેલા જૈન મંદિરને ભૂકંપથી નુકશાન થયા પછી ફરી પ્રતિષ્ઠિત કર્યું : ૫૦૧

૧૯૫૯ ના વૈશાખ વદિ ૮ ને બુધવાર નો બીજા જીર્ણોદ્ધારનો લેખ ગુણાયાના જિનાલયમાં છે : ૪૪૪

૧૯૬૦ લગભગમાં લખનૌના સતખરા બહોરનતોલામાં શ્રીમુનિસુવ્રતસ્વામીનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૧૯

—માં વિજાપુર (દક્ષિણ) માં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૩૮૭

—માં શેઠ બાલુભાઈ રતનચંદે સાંગલીમાં ગણપતિ પેઠમાં આવેલું શ્રીપાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું : ૩૮૪

—માં ગ્વાલિયરનિવાસી શેઠ નથમલ ગોલેચ્છાએ સૌરીપુરના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાનું શરૂ કર્યું : ૪૩૩

૧૯૬૦–૬૧ (ઈ. સ. ૧૯૦૩–૪) માં ડૉ. બ્લાકે વૈશાલીના સ્થળનું ખોદકામ કરાવ્યું : ૪૯૨

૧૯૬૧ માં કરાંચીમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૩૭૦

૧૯૬૨ માં મદ્રાસમાં આવેલ શાહુકાર પેઠ (નં. ૪૦૯) માં શ્રીચંદ્રપ્રભસ્વામીનું શિખરબંધી મંદિર બંધાયું : ૩૮૯

—માં ખાચરોદમાં યતિ રામચંદ્રજીના શ્રીઋષભજિનાલયનો જીર્ણોદ્ધાર થયો : ૩૨૧

—માં કાંગડાનું લક્ષ્મીનારાયણ મંદિર ભૂકંપથી ધરાશાયી બન્યું : ૩૬૧

૧૯૬૩ નો એક લેખ કાળા બાગના જૈન મંદિરના મૂળનાયકની પ્રતિમા પર છે : ૩૬૫

—માં કાલાબાગમાં લોંકાગચ્છના યતિના ઉપદેશથી શ્રીઅજિતનાથ ભ. નું મંદિર બાંધવામાં આવ્યું : ૩૬૫

૧૯૬૪ માં નાશિકમાં ચાંદવડગલીમાં આવેલું શ્રીધર્મનાથનું મંદિર બાઈ હીરાબાઈ મોતીચંદે બંધાવ્યું : ૩૮૦

—માં નાથનગરમાં બાબુ સુખસંપતરાયજીના વિશાળ બગીચામાં શ્રીવાસુપૂજ્ય ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૮૬

૧૯૬૪–૧૯૬૫ (સને ૧૯૦૭–૮) માં ડૉ. ફોગલે સહેતમહેતની જગાએ ખોદકામ કરીને જે વસ્તુઓ મેળવી તેનો અહેવાલ પ્રગટ કર્યો છે : ૪૮૩

૧૯૬૫ માં લાલા ઉત્તમચંદ ચાંદમલે અંબાલામાં બીજી ધર્મશાળા બંધાવી : ૩૭૦

—(સને ૧૯૦૮) માં 'રૉયલ એશિયાટિક સોસાયટી' જર્નલમાં પ્રગટ થયેલી 'ચિત્રકૂટીય–મહાવીરપ્રાસાદ-પ્રશસ્તિ' શ્રીચારિત્રરત્નગણિએ રચી છે : ૩૪૧

૧૯૬૫–૧૯૬૬ મા યતિવર્ય શ્રીશાંતિવિજયજીએ કુલ્પાક તીર્થનો છેલ્લો ઉદ્ધાર કરાવ્યો : ૩૯૬

૧૯૬૬ માં ખાચરોદમાં યતિ ભેરજીના શ્રીપાર્શ્વજિનાલયનો જીર્ણોદ્ધાર થયો : ૩૨૧

૧૯૬૭ (સને ૧૯૧૨) માં ભાંદકતીર્થના મૂળનાયકની પ્રતિમા અને ૧૦॥ એકર જમીન સરકારે શ્વેતાંબર સંઘને અર્પણ કરી જમીનનો પટ્ટો કરી આપ્યો : ૪૦૮

—માં લાલા મૂલાશાહે પિંડદાદનખાનમાં શ્રીસુમતિનાથ ભ. નું મંદિર બંધાવ્યું : ૩૬૫

૧૯૬૮ માં શેઠ ધનુમલજી મારવાડીએ રત્નપુરીમાં આરસની સુંદર છત્રીવાળું જિનાલય બંધાવ્યું : ૪૩૪

—માં બન્નુના જૈન મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી, જે મંદિર અત્યારે ખાલી છે : ૩૬૬

—માં નાશિકમાં શેઠ દીપચંદ ન્યાલચંદના બંગલામાં શ્રીસુવિધિનાથનું મંદિર દીપચંદ શેઠે બંધાવ્યું : ૩૮૦

૧૯૬૯ માં બેલવાડામાં જૈન ટેંપલ સ્ટ્રીટમાં શ્રીપ્રભનાથ ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૩૯૪

—નો લેખ પૂનાના શુક્રવાર પેઠમાં આવેલી દાદાવાડીના દેરાસરની દીવાલ પર છે : ૩૮૦

—નો એક લેખ હુબલીમાં કંચગાર ગલીમાં આવેલા શ્રીશાંતિનાથ મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૬

—માં પૂનામાં સોલાપુર બજારમાં આવેલું શ્રીશાંતિનાથનું ઘરદેરાસર બાંધવામાં આવ્યું : ૩૭૯

૧૯૭૦ માં મુલતાનમાં શ્રીપાર્શ્વનાથનું શિખરબંધી મંદિર બાંધવામાં આવ્યું : ૩૬૬

૧૯૭૦–૧૯૭૧ (ઈ સ. ૧૯૧૩–૧૪)માં ડૉ. સ્પૂનરે વૈશાલીના સ્થળનું ખોદકામ કરાવ્યુ : ૪૯૨

૧૯૭૨ માં શ્રીનેમિનાથ ભ. આદિની ૫ જિનમૂર્તિઓ રીંગણોદમાં એક મકાનના માટીના ઓટલામાંથી મળી આવી હતી : ૩૧૭

—માં મદ્રાસમાં આવેલ શાહુકાર પેઠ (નં. ૧૦૭)માં શ્રીચંદ્રપ્રભ ભગવાનનું ઘૂમટબંધી મંદિર બંધાયું : ૩૮૯

૧૯૭૪ માં ખાચરોદમાં યતિ રૂપચંદજીના ઋષભજિનાલયની ફરી પ્રતિષ્ઠા કરવામાં આવી : ૩૨૬

૧૯૭૫ માં મહિમાપુરમાં જગતશેઠે બંધાવેલું મંદિર ગંગાના પૂરમાં ઝડપાઈ ગયા પછી જગતશેઠ ફતેચંદજીએ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૪૮૯

૧૯૭૬ માં ડેરાગાજીખાનમાં શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી મંદિર બાંધવામાં આવ્યું : ૩૬૭

૧૯૭૭ માં દિલ્હીની પાસે આવેલા ચોગઠી મસ્જિદ નામના પરામાં દાદાવાડી છે, તેમાં શ્રીનેમનાથનું મંદિર બાંધવામાં આવ્યું : ૩૫૫

૧૯૭૯ ના ફાગણ સુદિ ૩ના રોજ જીર્ણોદ્ધાર કરવામાં આવેલા ભાંદક તીર્થમાં નૂતન મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી : ૪૦૮

૧૯૮૦ માં તેનાલીમાં શ્રીવાસુપૂજ્યસ્વામીનું મંદિર બંધાયું : ૩૯૪

૧૯૮૧ માં મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી અને શ્રીજયંતવિજયજી મહારાજે શૌરીપુરમાં જીર્ણોદ્ધાર પામેલા મંદિરની પ્રતિષ્ઠા કરી : ૪૩૩

—માં બાલુચરના ઓસવાલપટ્ટી મહોલ્લામાં આવેલુ શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૮૮

૧૯૮૨ નો લેખ લખનૌના બેરન તોલામાં આવેલા શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરના મૂળનાયક ઉપર છે : ૪૧૮

—માં રીંગણોદના શ્રીનેમિનાથ જિનાલયમાં અહીંની જમીનમાંથી મળી આવેલી મૂર્તિઓ બિરાજમાન કરવામાં આવી : ૩૧૭

૧૯૮૩ માં કોલ્હાપુરના શરાફ બજારમાં શેઠ ચેલાજી વન્નાજીએ શ્રીધર્મનાથનું મંદિર બંધાવ્યું : ૩૮૬

—માં ખાનકા ડોંગરામાં શ્રીશાંતિનાથ ભ. નું શિખરબંધી મંદિર બાંધવામાં આવ્યું : ૩૫૬

૧૯૮૪ માં મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી)એ મથુરાના જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવી પ્રતિષ્ઠા કરી : ૪૨૯

૧૯૮૫ માં મદ્રાસથી ૩ માઈલ દૂર દાદાવાડીના સ્થળમાં શ્રીસુમતિનાથનું મંદિર બંધાયું : ૩૮૯

૧૯૮૬ નો લેખ લખનૌની ચૂડીવાળી ગલીમાં આવેલા શ્રીઆદિનાથ મંદિરમાં છે : ૪૧૮

૧૯૮૭ માં જેલમમાં ભારે પૂર આવવાથી પિંડદાદનખાનનું જૈનમંદિર પડી ગયું : ૩૬૫

૧૯૮૯ માં મુનિ શ્રીદર્શનવિજયજી(ત્રિપુટી)એ મેરઠ જિલ્લો અને મુજફ્ફરપુર જિલ્લામાં અઢી હજાર નવા જૈનો બનાવી જિનાલયોની સ્થાપના કરાવી : ૩૫૧

—માં ગુડીવાડામાં મારવાડી ટેંપલ નામે ઓળખાતું જૈન મંદિર બાંધવામાં આવ્યું : ૩૯૪

૧૯૯૦ માં મહરૌલીમાં શ્રીઋષભદેવનું ઘૂમટબંધી મંદિર બાંધવામાં આવ્યુ : ૩૫૫

૧૯૯૩ માં શ્રીવિજયનીતિસૂરિએ લક્ષ્મણી તીર્થનાં અવશેષો તરફ ધ્યાન આપી એ તીર્થના ઉદ્ધાર માટે ઉપદેશ આપવા માંડ્યો : ૩૧૩

—માં લાલા ત્રિકમચંદજીએ દિલ્હીના કિનારી બજારમાં જૈન ધર્મશાળા બંધાવી : ૩૫૪

૧૯૯૪ માં શ્રીવિજયયતીંદ્રસૂરિએ લક્ષ્મણી તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૩૧૩

—માં આયડમાં આવેલી શ્રીભેરુલાલજીની વાડીનું શ્રીમહાવીરસ્વામીનું મંદિર બંધાયું : ૩૩૬

૧૯૯૫ માં કોલ્હાપુરમાં વિલ્સનરોડ ઉપર શેઠ તિલોકચંદ લાલાજીને ત્યાં શ્રીપાર્શ્વનાથનું મંદિર શેઠ તિલોકચંદજીએ બંધાવ્યું : ૩૮૫

—મા કોલ્હાપુરમાં લક્ષ્મીપુરીમાં શેઠ જોધાજી માસીંગને ત્યાં શ્રીમુનિસુવ્રતસ્વામીનુ મંદિર શેઠ બાબુભાઈ માસીંગે બંધાવ્યુ : ૩૮૫

૧૯૯૭ માં ગદગમાં શેઠ દેવસી ખેતસીના બંગલામાં શ્રીશીતલનાથનું મંદિર શેઠ દેવસીએ બંધાવ્યું : ૩૮૭

—માં કોલ્હાપુરમાં લક્ષ્મીપુરીમાં શેઠ જીતરાજજી માસીંગને ત્યાં શ્રીશાંતિનાથનું મંદિર શેઠ જિતરાજજીએ બંધાવ્યું : ૩૮૫

—નો એક લેખ કોલ્હાપુરમાં લક્ષ્મીપુરીમાં આવેલા શ્રીમુનિસુવ્રતસ્વામીના મંદિરના મૂળનાયક ઉપર છે : ૩૮૫

૧૯૯૮ ના માહ સુદિ ૨ ના દિવસે ચિતોડના સતવીસ દેવરીના નામે ઓળખાતા જિનમંદિરની પ્રતિષ્ઠા શ્રીવિજયનીતિસૂરિજીએ કરી : ૩૪૨

—માં લશ્કરના શરાફ બજારમાં આવેલા ઓસવાલ મહોલ્લામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર શેઠ સૂરજમલ ધાડીવાલે બંધાવ્યું : ૪૧૭

—માં લાલા કુંદનમલ જ્યસુખરામે અંબાલામાં એક જૈન ધર્મશાળા બંધાવી : ૩૭૦

૧૯૯૯ (ઈ. સ. ૧૯૪૨)માં થાને મલાઈ પર્વતની ટેકરી ઉપર આવેલી જૈન ગુફામાં મહાદેવનું લિંગ પધરાવવામાં આવ્યું : ૩૯૩

—માં પૂના કૅમ્પમાં આવેલ કોરેગાંવ રોડ નં. ૬ ઉપર શ્રીપાર્શ્વનાથનું મંદિર બાંધવામાં આવ્યું : ૩૭૯

૨૦૦૦ માં કુમારડીમાં શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું : ૪૯૫

★

## વર્ગ ૨ : ગ્રંથોની અકારાદિ અનુક્રમણિકા

★

## વર્ગ ૩ : ગામ, નગર, ગુફા, નદીઓ, ભંડાર, મૂર્તિવિશેષ આદિની અકારાદિ અનુક્રમણિકા

## વર્ગ ૪ : જૈન આચાર્યાદિ મુનિવરોની અકારાદિ અનુક્રમણિકા

★

## વર્ગ ૫ : રાજા, રાણી, મંત્રી, સુબા આદિની અકારાદિ અનુક્રમણિકા

★

## વર્ગ ૬ : શ્રાવક, શ્રાવિકા, મંત્રી આદિની અકારાદિ અનુક્રમણિકા

★

## વર્ગ ૭ : વિદ્વાનો, શિલ્પીઓ અને બીજાઓની અકારાદિ અનુક્રમણિકા

★

## વર્ગ ૮ : કુળ, વંશ, ગોત્ર, જ્ઞાતિ, ગચ્છ, બિરુદ આદિની અકારાદિ અનુક્રમણિકા

★

# ૯. સંદર્ભ ગ્રંથસૂચિ

**અખંડ આનંદ** : પ્ર૦ સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ

**અગરચંદજી નાહટાનો સંગ્રહ** : તીર્થમાળા—અપ્રમટઃ બિકાનેર

**અચલગઢ** : લે. મુનિ શ્રીજયંતવિજયજી, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા

**અજિત–શાંતિસ્તવ** : પંચપ્રતિક્રમણ—અંતર્ગત

**અનેકાંત** : (હિન્દી–માસિક) વીર સેવામંદિર, સરસાવા, સહારનપુર

**અમદાવાદનો ઇતિહાસ–પાટનગર અમદાવાદ** : લે. રત્નમણિરાવ ભીમરાવ, પ્ર૦ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ

**અર્બુદગિરિકલ્પ** : (હસ્તલિખિત) કર્તા : શ્રીસોમસુંદરસૂરિ

**અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ** : સં૦ મુનિ શ્રીજયંતવિજય, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**અર્બુદાચલપ્રદક્ષિણા જૈન લેખસંદોહ** : સં૦ મુનિ શ્રીજયંતવિજય, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**અર્બુદાચલ પ્રદક્ષિણાવર્ણન** : લે. મુનિ શ્રીજયંતવિજયજી, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**અષ્ટલક્ષી** : કર્તા : શ્રીસમયસુંદરગણિ, પ્ર૦ દેવચંદ લાલભાઈ, સુરત

**અંચલગચ્છીય પંચપ્રતિક્રમણસૂત્ર**

**અંચલગચ્છીય મોટી પટ્ટાવલી** : (અનુવાદ) જામનગર

**અંતરિક્ષ પાર્શ્વનાથ છંદ** : જૈન સત્યપ્રકાશ—અંતર્ગત

**અંતરિક્ષ પાર્શ્વનાથજી તીર્થ** : લેખમાળા—આત્માનંદ પ્રકાશ—અંતર્ગત; ભાવનગર

**આચારાંગચૂર્ણિ** : કર્તા : શ્રીજિનદાસગણિ મહત્તર, પ્ર૦ શ્રીઋષભદેવ કેશરીમલ શ્વેતાંબર સંસ્થા, રતલામ

**આ... સૂત્ર–ટીકા** : કર્તા : શ્રીશીલાંકદેવ, પ્ર૦ આગમો... સમિતિ, મુંબઈ

**આત્માનંદ પ્રકાશ** : (માસિક), ભાવનગર

**આનંદ કાવ્યમહોદધિ** (ભા. ૧ થી ૮) : પ્ર૦ દેવચંદ લાલભાઈ, પુસ્તકોદ્ધાર ફંડ, સુરત

**આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇંડિયા** : (ન્યુ સિરીઝ) વોલ્યુમ ૨, ધી મોન્યુમેંટલ એન્ટીકવીટીઝ એન્ડ ઇન્સ્ક્રીપ્શન ઇન ધી નોર્થ વેસ્ટર્ન પ્રોવાન્સીસ એન્ડ ઔધ : એ ફુહરર. (સને ૧૮૯૧)

**આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇંડિયા** : વોલ્યુમઃ ૩–રિપોર્ટ ફોર ધી ઇયર ૧૮૭૧–૭૨; એલેકઝાંડર કનીંધહામ. (સને ૧૮૭૩)

**આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇંડિયા** : (ન્યુ સિરીઝ) વોલ્યુમ ૧૯–લીસ્ટ્સ્ ઑફ એન્ટીકવેરિયન રિમેઇન્સ ઇન ધી સેન્ટ્રલ પ્રોવીન્સીસ એન્ડ બરાર : હેનરી કઝીન્સ (સને ૧૮૯૭)

**આર્કિયોલોજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇંડિયા** : રિપોર્ટ ઑફ ધી આર્કિટેક્ચરલ એન્ડ આર્કિયોલોજિકલ રિમેઇન્સ ઇન્ પ્રોવાન્સ ઑફ કચ્છ : દલપતરામ પ્રાણજીવન ખખ્ખર (સને ૧૮૭૯)

**આલોયણવિનતિ** : (હસ્તલિખિત) શ્રીલાવણ્યસમય

**આવશ્યકચૂર્ણિ** : પ્ર૦ શ્રીઋષભદેવ કેશરીમલ શ્વેતાંબર સંસ્થા, રતલામ

**ઇડરગઢ ચૈત્યપરિપાટી** : (જૈનયુગ), મુંબઈ

**ઇડરગઢ બાવનજિનાલય રિપોર્ટ** : પ્ર૦ ઇડર જૈન સંઘ, ઇડર

**ઇતિહાસપ્રવેશ** : લે. જયચંદ્ર વિદ્યાલંકાર; પ્ર૦ સરસ્વતી પબ્લીશીંગ હાઉસ, ઇલાહાબાદ

**ઇતિહાસસંમેલન નિબંધસંગ્રહ** : પ્ર૦ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ

**ઇંડિયન કલ્ચર** : ( માસિક ), કલકત્તા

**ઇંપિરિયલ મુઘલ ફરમાન્સ ઇન ગૂજરાત** : ધી જર્નલ ઓફ ધી યુનિવર્સીટી ઓફ બોંબે–અંતર્ગત; સં૦ પ્રો. કોમીસરિએટ

**ઉજ્જૈન** : લે. દયાશંકર દુબે, પ્ર૦ વિદ્યાભાસ્કર શુક્લ, ધર્મ-ગ્રંથાવલી, પ્રયાગ

**ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ** : લે. શ્રીચીમનલાલ જે. શાહ, પ્ર૦ શેઠ આણંદજી કલ્યાણજી, અમદાવાદ

**ઉત્તરાધ્યયન–વૃત્તિ** : કર્તા: શ્રીશાંતિસૂરિ; પ્ર૦ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ, સુરત

**ઉપદેશકંદલી–પ્રશસ્તિ** : કર્તા: કવિ આસડ

**ઉપકેશગચ્છ પટ્ટાવલી** : જૈન ગુર્જર કવિઓ; ખંડ : ત્રીજો–અંતર્ગત, પ્ર૦ જૈન શ્વેતાંબર કોન્ફરન્સ, મુંબઈ

**ઉપદેશતરંગિણી** : કર્તા : શ્રીરત્નમંડનગણિ પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**ઉપદેશસપ્તતિકા** : કર્તા: શ્રીસોમધર્મ, સં. શ્રીચતુરવિજય, પ્ર૦ શ્રીજૈન આત્માનંદ સભા, ભાવનગર

**ઉપમિતિભવપ્રપંચકથા–પ્રશસ્તિ** : કર્તા: શ્રીસિદ્ધર્ષિ, પ્ર૦ આગમોદય સમિતિ, સુરત

**એ કેટેલોગ ઓફ મેન્યુસ્ક્રીપ્ટ ઇન ધિ પંજાબ ભંડાર્સ** : સં. ડૉ. બનારસીદાસ, લાહોર

**ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ** : સં૦ શ્રીઅગરચંદ નાહટા, શ્રીભંવરલાલ નાહટા, પ્ર૦ શંકરદાન શુભૈરાજ નાહટા, કલકત્તા

**ઐતિહાસિક પત્ર** : ( હસ્તલિખિત )

**ઐતિહાસિક રાસસંગ્રહ** : (ભા. ૧ થી ૪) સં. શ્રીવિજયધર્મસૂરિ, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**ઐતિહાસિક સંશોધન** : લે. દુર્ગાશંકર શાસ્ત્રી, પ્ર૦ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ

**ઓસવાલ ઉત્પત્તિ** : ( હસ્તલિખિત )

**ઓસવાલ નવયુવક** : ( માસિક ), કલકત્તા

**ઔપપાતિક સૂત્ર** : પ્ર૦ આગમોદય સમિતિ, મેસાણા

**કર્મચંદ્રમંત્રિવંશોત્કીર્તન કાવ્ય** : શ્રીજયસોમ ગણિ; સં૦ અનુ૦ પં. ગૌરીશંકર ઓઝાજી, અજમેર

**કલ્પસૂત્ર–પ્રશસ્તિઓ** : ( હસ્તલિખિત અને પ્રસિદ્ધ )

**કાઠિયાવાડનો ઇતિહાસ** : લે. પ્ર૦ ભગવાનલાલ સંપતરામ, મુંબઈ

**કાલકાચાર્યકથાસંગ્રહ** : સં. પં. અંબાલાલ પ્રેમચંદ શાહ પ્ર૦ શ્રીસારાભાઈ નવાબ, અમદાવાદ

**કાવ્ય મનોહર** : કર્તા: શ્રીમહેશ્વર પ્ર૦ હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર, પાટણ

**કિતાબ જૈન તીર્થ ગાઈડ** : લે. શ્રીશાંતિવિજય, પ્રકા૦ હંસીલાલજી પાનાચંદજી, બાલાપુર

**કુટ્ટિનીમતમ્** : કર્તા: દામોદર કવિ, પ્ર૦ ગુજરાતી પ્રેસ, મુંબઈ

**કુમારપાલચરિત** : કર્તા: શ્રીજયસિંહસૂરિ, પ્ર૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**કુમારપાલપ્રતિબોધ** : કર્તા: શ્રીસોમપ્રભાચાર્ય, સં૦ શ્રીજિનવિજય, પ્ર૦ ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ, વડોદરા.

**કુમારપાલપ્રબંધ** : કર્તા: શ્રીજિનમંડનગણિ. પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**કુમારપાલમહાકાવ્ય પ્રશસ્તિ** : કર્તા: શ્રીચારિત્રસુંદર

**કુમારપાલરાસ** : કર્તા: શ્રીઋષભદાસ, આનંદ કાવ્યમહોદધિ અંતર્ગત; સુરત

**કુમારવિહારશતક** : કર્તા : શ્રીરામચંદ્રસૂરિ, પ્રકા૦ જૈન-આત્માનંદ સભા, ભાવનગર

**કુવલયમાલા–પ્રશસ્તિ** : કર્તા: શ્રીઉદ્દ્યોતનસૂરિ, પ્રકા૦ ભારતીય-વિદ્યા ( અંગ્રેજી ત્રૈમાસિક ), મુંબઈ

**કુછ જૈન અનુશ્રુતિયાં ઔર પુરાતત્ત્વ** : પ્રેમી અભિનંદન ગ્રંથ–અંતર્ગત, પ્રકા૦ પ્રેમી અભિનંદન ગ્રંથસમિતિ, ટીકમગઢ.

**કૃપારસકોશ** : કર્તા: શ્રીશાંતિચંદ્ર ઉપા૦, પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**કેસરિયાજી તીર્થકા ઇતિહાસ** : સંપા૦ ચંદનમલ નાગોરી; પ્રકા૦ શ્રી સદ્ગુણ પ્રસારક મિત્રમંડળ, છોટી સાદડી, મેવાડ

**કેસરિયાજીનો રાસ** : પ્ર૦ જૈનયુગ–અંતર્ગત

**કંબોઈ તીર્થ, તેનો ઇતિહાસ અને અહેવાલ** : પ્રકા૦ શ્રીમનમોહન પાર્શ્વનાથ કારખાના કમીટિ, કંબોઈ

**કુંભારીયાજી ઉર્ફે આરાસણ** : લે. પ્રકા૦ મથુરદાસ છગનલાલ શેઠ, પ્રાંતિજ

**ક્ષત્રિયકુંડ** : લેખક : મુનિરાજ શ્રીદર્શનવિજયજી ત્રિપુટી, પ્રકા૦ શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા, અમદાવાદ

**ખરતરગચ્છગુર્વાવલી** : કર્તા: શ્રીજિનપાલ ઉપાધ્યાય

**ખરતરગચ્છપટ્ટાવલી** : પ્રકા૦ ગુલાબકુમારી જૈન ગ્રંથમાલા, કલકત્તા.

**ખંભાતનો ઇતિહાસ–ચૈત્યપરિપાટી** : લે. નર્મદાશંકર ભટ્ટ, પ્ર૦ સ્તંભ જૈન મંડળ, ખંભાત

**ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ** : લેખક શ્રીત્રિભુવનદાસ લહેરચંદ શાહ, પ્રકા૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ

**ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ** : (ભા૦ ૧–૨) લેખક : શ્રીદુર્ગાશંકર શાસ્ત્રી, પ્રકા૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ

**ગુજરાત સર્વસંગ્રહ** : લેખક : શ્રીભગવાનલાલ ઇંદ્રજી

**ગુરુગુણરત્નાકરકાવ્ય** : કર્તા : શ્રીસોમચારિત્રગણિ, પ્રકા૦ શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**ગુર્વાવલી** : કર્તા : શ્રીમુનિસુંદરસૂરિ, પ્રકા૦ શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**ગુજરાતી સાહિત્ય પરિષદ–રિપોર્ટ** : પ્રકા૦ ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબઇ

**ગુજરાતનાં ઐતિહાસિક સાધનો** : લે. શ્રીજિનવિજયજી; પ્રકા૦ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ

**ગિરનાર ચૈત્યપ્રવાડી** : કર્તા : શ્રીહેમહંસગણિ, (પુરાતત્ત્વ–ત્રિમાસિક) ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

**ગિરનારગિરિ ચૈત્યપરિપાટી** : કર્તા : રંગસાર (હસ્તલિખિત)

**ગુજરાતના ઐતિહાસિક લેખો** : (ભાગ ૧ થી ૩) સં. ગિરજાશંકર વલ્લભજી, પ્ર૦ ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

**ગિરનાર માહાત્મ્ય** : લે. દોલતચંદ પુરુષોત્તમ, અમદાવાદ

**ગિરનારનો ઇતિહાસ** : પ્ર૦ જૈન સસ્તી વાચનમાલા, પાલીતાણા

**ચતુરશીતિપ્રબંધસંગ્રહ** : (હસ્તલિખિત)

**ચૈત્યપરિપાટી** : કર્તા : શ્રીસાધુચંદ્ર મુનિ, જૈનયુગ વર્ષ : ૧, અંક ૬, મુંબઈ

**જગચિંતામણિ સ્તોત્ર** : પંચપ્રતિક્રમણ–અન્તર્ગત

**જગડુચરિત** : કર્તા : સર્વાનંદસૂરિ, સ. શ્રીખખ્ખર

**જયતિહુયણસ્તોત્ર** : કર્તા : શ્રીઅભયદેવસૂરિ, પંચપ્રતિક્રમણ-અન્તર્ગત

**જાલુરનગર પંચ જિનાલય ચૈત્યપરિપાટી** : કર્તા : નગર્ષિ, પ્રકા૦ જૈન સત્ય પ્રકાશ–અંતર્ગત, અમદાવાદ

**જીરાવલીમંડન પાર્શ્વનાથવિનતિ** : (હસ્તલિખિત)

**જેસલમેર ચૈત્યપરિપાટી** : કર્તા : મહિમાસમુદ્ર (હસ્તલિખિત)

**જેસલમેર જૈન ભાંડાગારીયગ્રંથસૂચિ** : સં. પં. લાલચંદ્ર ભ. ગાંધી, પ્રકા૦ ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ, વડોદરા

**જૈન રૌપ્ય મહોત્સવાંક** : પ્રકા૦ આનંદ પ્રેસ, ભાવનગર

**જૈન એન્ટીક્વેરી** : જૈન સિદ્ધાંત ભાસ્કર ત્રૈમાસિક–આરા.

**જૈન ગુર્જર કવિઓ** : ભા૦ ૧–૩, સંપા૦ શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ, પ્રકા૦ જૈન શ્વેતાંબર કોન્ફરન્સ, મુંબઈ

**જૈન ગ્રંથોમેં ભૌગોલિક સામગ્રી ઔર ભારતવર્ષમેં જૈનધર્મકા પ્રચાર** : પ્રેમી અભિનંદન ગ્રંથ–અંતર્ગત, પ્રકા૦ પ્રેમી અભિનંદન ગ્રંથસમિતિ, ટીકમગઢ

**જૈન તીર્થ ગાઇડ** : (જૈન શ્વેતાંબર તીર્થપ્રકાશ) કર્તા : પ્ર૦ મોહનલાલ જતિ.

**જૈન તીર્થ ભજનાવલી** : પ્રકા૦ ચૈનકરણ ગોલેછા, ભજનાવલી બાંદક (ચાંદા)

**જૈન તીર્થ સુવર્ણગિરિ** : લેખક : પં. શ્રીકલ્યાણવિજયજી 'જૈન' રૌપ્ય મહોત્સવાંક–અન્તર્ગત, ભાવનગર

**જૈન તીર્થોનો ઇતિહાસ** : લેખક : મુનિરાજ શ્રીન્યાયવિજયજી, પ્રકા૦ શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા, અમદાવાદ

**જૈન ધાતુપ્રતિમા લેખ** : સંગ્રા. મુનિ કાંતિસાગરજી પ્રકા૦ શ્રીજિનદત્તસૂરિ જ્ઞાનભંડાર, સુરત

**જૈન ધાતુપ્રતિમા લેખસંગ્રહ** : (ભા. ૧–૨) સં. શ્રીબુદ્ધિસાગરસૂરિ. પ્ર. અધ્યાત્મજ્ઞાન પ્રચારક મંડળ, મુંબઈ, પાદરા.

**જૈન પરંપરાનો ઇતિહાસ** : લેખક : મુનિરાજ શ્રીદર્શનવિજયજી મુ. જ્ઞાનવિજયજી, મુ. ન્યાયવિજયજી (ત્રિપુટી), પ્રકા. ચારિત્ર સ્મારક ગ્રંથમાળા, અમદાવાદ

**જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ** : સંપા. શ્રીજિનવિજય, પ્રકા. સિંઘી જૈન ગ્રંથમાળા, મુંબઈ.

**જૈન ભારતી** : (માસિક), કલકત્તા

**જૈન યુગ** : (માસિક, વર્ષ ૧ થી ૫ ની ફાઈલો) મુંબઈ

**જૈન લેખસંગ્રહ** : (ભા. ૧ થી ૩) સં૦ પ્ર૦ પૂર્ણચંદ્રજી નાહર, કલકત્તા

**જૈન વીરોંકા ઇતિહાસ** : લે. અયોધ્યાપ્રસાદ ગોયલીય, પ્રકા૦ જૈન મિત્રમંડળ, દેહલી

**જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ** : પ્રકા૦ જૈન શ્વેતાંબર કોન્ફરન્સ, મુંબઈ

**જૈન શ્વેતાંબર ડિરેક્ટરી** : (ભા. ૧–૨) પ્રકા૦ જૈન શ્વેતાંબર કોન્ફરન્સ, મુંબઈ

**જૈન શ્વેતાંબર મંદિરાવલી** : પ્રકા૦ જૈન શ્વેતાંબર કોન્ફરન્સ, મુંબઈ

**જૈન સત્ય પ્રકાશ** : (વર્ષ : ૧ થી વર્ષ : ૧૮ સુધીની ફાઇલો) પ્રકા૦ જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ, અમદાવાદ

**જૈન સાહિત્ય ઔર ઇતિહાસ** : લે૦ શ્રીનાથૂરામ પ્રેમી, હિંદી ગ્રંથરત્ન–કાર્યાલય, મુંબઈ

**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** : લેખક–પ્રકા૦ શ્રીમોહનલાલ દલીચંદ દેસાઈ, મુંબઈ

**જૈન સાહિત્ય ઔર મહાકાલ મંદિર** : વિક્રમ સ્મૃતિ ગ્રંથ-અન્તર્ગત, ગ્વાલિયર

**જૈન સાહિત્ય સંમેલન** : વિશેષાંક; જોધપુર

**જૈન સાહિત્ય સંશોધક** : (ત્રૈમાસિક) પૂના

**જૈન સ્તૂપ ઓફ મથુરા** : લેખક : ડૉ. વિન્સેંટ સ્મીથ

**જૈન સ્તોત્રસંગ્રહ** : સંપા૦ મુનિરાજ શ્રીચતુરવિજયજી, પ્રકા૦ સારાભાઈ નવાબ, અમદાવાદ

**જૈનાચાર્ય શ્રી આત્માનંદ જન્મ શતાબ્દી સ્મારક ગ્રંથ** : સંપા૦ શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ, પ્રકા૦ જૈનાચાર્ય શ્રીઆત્માનંદ જન્મશતાબ્દી સ્મારકસમિતિ, મુંબઈ

**જ્ઞાતાધર્મકથા** : પ્રકા૦ આગમોદય સમિતિ, મુંબઈ

**જ્ઞાનોદય** ( માસિક) : પ્રકા૦ ભારતીય જ્ઞાનપીઠ કાશી, બનારસ

**ટાઈમ્સ ઓફ ઇંડિયા** : ( અંગ્રેજી–દૈનિક ) મુંબઈ

**ટ્રેસીસ ઓફ જૈનીઝમ ઇન્ બેંગાલ** : જૈન ભારતી–અન્તર્ગત, કલકત્તા

**ડભોઈનાં પુરાતન કામો** : 'ત્રૈમાસિક' શ્રીફાર્બસ ગુજરાતી સભામહોત્સવ ગ્રંથ–અન્તર્ગત : મુંબઈ

**ડુંગરપુર રાજ્યકા ઇતિહાસ** : લે. પં. ગૌરીશંકર ઓઝાજી

**તત્ત્વાર્થભાષ્ય** : કર્તા : શ્રીઉમાસ્વાતિ મહારાજ. પ્રકા૦ મોતીલાલ લાધા, પૂના

**તપાગચ્છ પટ્ટાવલી** : સં. અનુ: પં. શ્રીકલ્યાણવિજયજી પ્રકા૦ શ્રીવિજયનીતિસૂરિ જૈન લાયબ્રેરી, અમદાવાદ

**તારણદુર્ગાલંકાર–શ્રીઅજિતસ્વામિસ્તોત્ર**–જૈનસ્તોત્ર સંગ્રહ–અન્તર્ગત : પ્રકા૦ શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**તિલકમંજરી** : સંપા૦ ટીકાકાર : શ્રીવિજયલાવણ્યસૂરિ, પ્રકા૦ શ્રીલાવણ્યસૂરિગ્રંથમાળા, બોટાદ

**તીર્થક્ષેત્ર** કલ્પાક : ( હિં૦) કર્તા : શ્રીજિનપ્રભસૂરિ, સં૦ શ્રીબાલચંદ્રાચાર્ય, પ્ર૦ નેમચંદ્ર ગોલેછા, હૈદ્રાબાદ

**તીર્થમાળા** : કર્તા : શ્રીવિનયપ્રભ ઉપાધ્યાય, પ્રકા૦ જૈન સત્યપ્રકાશ–અંતર્ગત, અમદાવાદ

**તીર્થયાત્રા દર્શક** : લે. ગેવીલાલજી, સંશો૦ પ. ગજાધરલાલજી, પ્રકા૦ દિગંબર જૈન સમાજ, કલકત્તા

**તીર્થયાત્રા સ્તોત્ર** : કર્તા : શ્રીજિનપ્રભસૂરિ, વિધિમાર્ગ પ્રપા–અન્તર્ગત, પ્રકા૦ શ્રીજિનદત્તસૂરિ જ્ઞાનભંડાર, સુરત

**તીર્થરાજ આબુ** : લેખક : મુનિરાજ શ્રીજયંતવિજયજી, પ્રકા૦ શ્રીયશોવિજય ગ્રંથમાળા, ભાવનગર

**ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત** : કર્તા : શ્રીહેમચંદ્રસૂરિ, પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**થંભણા પાર્શ્વનાથ બૃહદ્ સ્તવન** : ( હસ્તલિખિત )

**દક્ષિણમાં જૈનધર્મ** : જૈનયુગ ( માસિક )–અંતર્ગત, મુંબઈ

**દશકુમારચરિત** : કર્તા : દંડી, પ્રકા૦ નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ

**દિગ્વિજય મહાકાવ્ય** : સંપા૦ પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, પ્રકા૦ સિંઘી જૈન ગ્રંથમાળા, મુંબઈ

**દિલ્હી રાજાવલી** : ( હસ્તલિખિત )

**દેવકુલપાટક** : લે. શ્રીવિજયેન્દ્રસૂરિ : પ્ર૦ શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**દ્વયાશ્રયમહાકાવ્ય** : કર્તા : શ્રી હેમચંદ્રસૂરિ, સંપા૦ આબાજી વિષ્ણુ કાથવટે, મુંબઈ

**ધર્મયુગ** : (હિંદી–સાપ્તાહિક) : ટાઇમ્સ ઓફ ઇંડિયા, મુંબઈ

**ધર્મરત્નપ્રકરણ** : (ભા. ૧) કર્તા : શ્રીશાંતિસૂરિ, જૈન આત્માનંદ સભા, ભાવનગર, (ભા. ૨) કાળા મીઠા, ઘોઘાબંદર

**ધર્મોપદેશમાલા–વિવરણ** : સં. પં. લાલચંદ્ર ભ. ગાંધી; પ્રકા૦ સિંઘી જૈન ગ્રંથમાળા, મુંબઈ

**ધી જ્યોગ્રોફિકલ ડિક્શનેરી ઓફ એન્સ્યન્ટ એન્ડ મિડિયાવલ ઇંડિયા** : કર્તા : નંદોલાલ ડે. પ્રકા૦ કલકત્તા ઓરિયંટલ સિરિઝ, કલકત્તા

**નલવિલાસ નાટક** : સં. પં. લાલચંદ્ર ભ. ગાંધી, પ્રકા૦ ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ. વડોદરા

**નાગરી પ્રચારિણી પત્રિકા** : (ત્રૈમાસિક) કાશી

**નાગોર ચૈત્યપરિપાટી** : કર્તા : શ્રીવિશાલસુંદરસૂરિશિષ્ય : પ્રકા૦ જૈન સત્ય પ્રકાશ, અમદાવાદ

**નાટ્યશાસ્ત્ર** : કર્તા : ભરત પ્રકા૦ નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ

**નાભિનંદનજિનોદ્ધારપ્રબંધ** : કર્તા : શ્રીકક્કસૂરિ, સં. પં. ભગવાનદાસ, પ્ર૦ હેમચંદ્રાચાર્ય જૈન ગ્રંથમાળા, અમદાવાદ

**નિર્વાણકલિકા** : કર્તા : શ્રીપાદલિપ્તસૂરિ, સંપા૦ શ્રી.મોહનલાલ ભ. ઝવેરી, મુંબઈ

**નિશીથચૂર્ણિ** : ( ટાઈપ કરેલી નકલ ) સંપા૦ શ્રીવિજયપ્રેમસૂરિ

**નેણસીરી ખ્યાત** : પ્રકા૦ નાગરી પ્રચારિણી સભા, બનારસ

**નૈષધમહાકાવ્ય** : કર્તા : શ્રીહર્ષ, પ્રકા૦ નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ

**નંદીટીકા** : પ્રકા૦ શ્રીઋષભદેવજી કેશરીમલજી, રતલામ

**પઉમચરિય** : કર્તા : શ્રીવિમલસૂરિ, પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**પટ્ટાવલી** : જૈન કોન્ફરન્સ–હેરલ્ડના સાહિત્ય વિશેષાંક–અંતર્ગત, મુંબઈ

**પટ્ટાવલી સમુચ્ચય** : ભા. ૧–૨, સંપા૦ મુનિ દર્શનવિજય ( ત્રિપુટી ), પ્રકા૦ ચારિત્ર સ્મારક ગ્રંથમાળા, અમદાવાદ

**પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીયગ્રંથસૂચી** : સંપા૦ પં. લાલચંદ્ર ભ. ગાંધી, પ્રકા૦ ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ, વડોદરા

**પાટણ ચૈત્યપરિપાટી** : કર્તા : શ્રીલલિતપ્રભસૂરિ, શ્રીહર્ષવિજયજી, શ્રીહીરાલાલ, શ્રીસાકરચંદ, સં૦ શ્રીકલ્યાણવિજય, પ્ર૦ હંસવિજય જૈન ફ્રી લાયબ્રેરી, વડોદરા

**પાર્થપરાક્રમવ્યાયોગ** : કર્તા : પ્રહ્લાદન, પ્રકા૦ ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ, વડોદરા

**પાર્શ્વનાથચરિત** : કર્તા : શ્રીભાવદેવસૂરિ, પ્રકા૦ શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**પાર્શ્વ અષ્ટોત્તરનામસ્તવન** : કર્તા : શ્રીક્ષેમરાજ

**પુરાણોમાં ગુજરાત** : કર્તા : શ્રીઉમાશંકર જોશી, પ્રકા૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ

**પુરાતત્ત્વ** : (ત્રૈમાસિક–ફાઈલો) અમદાવાદ

**પુરાતત્ત્વ નિબંધાવલી** : લેખક : રાહુલ સાંકૃત્યાયન, પ્રકા૦ ઈંડિયન પ્રેસ લી.; અલાહાબાદ

**પુરાતનપ્રબંધસંગ્રહ** : સંપા૦ શ્રીજિનવિજય, પ્રકા૦ સિંધી જૈન ગ્રંથમાળા, મુંબઈ

**પૂર્વ ભારતની જૈન તીર્થભૂમિઓ** : લે. મુનિરાજ શ્રીજયંતવિજયજી, પ્રકા૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ અથવા પાર્શ્વનાથના ચમત્કારો** : લે૦ પ્રકા૦ મણિલાલ ન્યાલચંદ, અમદાવાદ

**પ્રબંધકોશ** : સંપા૦ શ્રી જિનવિજય, પ્રકા૦ સિંધી જૈન ગ્રંથમાળા, મુંબઈ

**પ્રબંધચિંતામણિ** : કર્તા : શ્રીમેરુતુંગસૂરિ, પ્રકા૦ સિંધી જૈન ગ્રંથમાળા, મુંબઈ

**પ્રભાવકચરિત** : કર્તા : શ્રીપ્રભાચંદ્રસૂરિ, પ્રકા૦ સિંધી જૈન ગ્રંથમાળા, મુંબઈ

**પ્રભાવકચરિત** : ભાષાંતર : પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**પ્રવાસગાઈડ** : કર્તા : તરુણ, પ્ર૦ વડવા જૈન મિત્રમંડળ, ભાવનગર

**પ્રશસ્તિસંગ્રહ** : પ્રકા૦ જૈન સાહિત્ય પ્રદર્શનસમિતિ; અમદાવાદ

**પ્રાચીન જૈન લેખ સંગ્રહ** : ભા. ૧–૨ સંપા૦ શ્રી જિનવિજય, પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**પ્રાચીન તીર્થ દર્શાવલી** : લેખક : શ્રીચતુરવિજય, પ્રકા૦ જૈન સત્યપ્રકાશ–અંતર્ગત, અમદાવાદ

**પ્રાચીન તીર્થમાળા સંગ્રહ** : કર્તા : વિભિન્ન કવિઓ, સં. શ્રીવિજયધર્મસૂરિ, પ્ર૦ શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**પ્રાચીન લેખ સંગ્રહ** : સંગ્રા૦ શ્રી વિજયધર્મસૂરિ, સંપા૦ મુનિ વિદ્યાવિજય, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**પ્રેમી અભિનંદન ગ્રંથ** : પ્રકા૦ પ્રેમી અભિનંદન ગ્રંથ–સમિતિ, ટીકમગઢ

**ફર્સ્ટ રિપોર્ટ ઓફ ધી ક્યુરેટર ઓફ એન્શિયન્ટ મોન્યુમેન્ટ્સ ઇન ઇન્ડિયા** : ફોર ધી યિયર ૧૮૮૧–૮૨ (સને ૧૮૮૨)

**ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તક સંગ્રહની નામાવલી** : પ્રકા૦ ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

**બરોડા–એન્યુઅલ રિપોર્ટ** : શ્રીહીરાનંદ શાસ્ત્રી

**બુદ્ધિપ્રકાશ** : (માસિક) ગુજરાત, વિદ્યાસભા, અમદાવાદ

**બુદ્ધિસાગર** : કર્તા : સોની સંગ્રામ, પ્રકા૦ શ્રી ઋષભદેવ કેશરીમલજી શ્વેતાંબર સંસ્થા, રતલામ

**બુલેટીન ઓફ ધી ડેક્કન કોલેજ રિસર્ચ ઇન્સ્ટીટ્યુટ** : પૂના

**બૃહત્ કલ્પસૂત્ર** : ભા. ૧–૬, સંપા૦ મુનિરાજ શ્રીપુણ્યવિજયજી પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**બંગાલ દેશકી ગઝલ** : ભારતીય વિદ્યા (ત્રૈમાસિક)—અંતર્ગત, મુંબઈ

**બંગાલ બિહાર ઉડિસા પ્રાંતકે જૈન સ્મારક** : લે૦ શ્રીશીતલપ્રસાદ, પ્રકા૦ મૂલચંદ કિસનદાસ કાપડિયા, સુરત

**બ્રાહ્મણવાડા** : લે૦ મુનિ શ્રીજયંતવિજયજી, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**ભક્તામર સ્તોત્ર** : પંચપ્રતિક્રમણ–અંતર્ગત

**ભગવતીસૂત્ર** : પ્રકા૦ આગમોદય સમિતિ, અમદાવાદ

**ભગવાન મહાવીર** : લે૦ પં. શ્રી કલ્યાણવિજયજી, પ્રકા૦ શ્રીકલ્યાણવિજય શાસ્ત્રસંગ્રહ સમિતિ, જાલોર

**ભટેવા પાર્શ્વનાથ ઉત્પત્તિ સ્તવન** : જૈન સત્ય પ્રકાશ–અંતર્ગત, અમદાવાદ

**ભારતકે પ્રાચીન જૈન તીર્થ** : લેખક : ડૉ. જગદીશચંદ્ર જૈન પ્રકા૦ જૈન કલ્ચરલ રિસર્ચ સોસાયટી, બનારસ

**ભારતકે પ્રાચીન રાજવંશ** : (ભા. ૧–૩) લે૦ વિશ્વેશ્વરનાથ રેઉ, પ્રકા૦ હિંદી ગ્રંથરત્ન કાર્યાલય, મુંબઈ

**ભારતીય ઇતિહાસકી રૂપરેખા** : લે૦ શ્રીજયચંદ્ર વિદ્યાલંકાર

**ભારતીય ચિત્રકલા** : લે૦ શ્રીરાયકૃષ્ણદાસ, પ્રકા૦ નાગરી–પ્રચારિણી સભા, કાશી

**ભારતીય મૂર્તિકલા** : લે. શ્રીરાયકૃષ્ણદાસ, પ્રકા૦ નાગરી પ્રચારિણી સભા, કશી,

**ભારતીય લિપિમાળા** : લેખક : મ. મ. પં. ગૌરીશંકર ઓઝાજી.

**ભારતીય વિદ્યા** : (ત્રૈમાસિક), ભારતીય વિદ્યાભવન, મુંબઈ

**ભાવનગર–સમેતશિખર સ્પેશિયલ ટ્રેન સ્મરણાંક** : પ્ર૦ વડવા જૈન મિત્ર મંડળ, ભાવનગર

**ભોજકટ** : જૈન સત્ય પ્રકાશ–અંતર્ગત, અમદાવાદ

**મથુરા** : એ ડિસ્ટ્રીક્ટ મેમોયર : એફ. એસ. ગ્રાઉસ (થર્ડ એડીશન સને ૧૮૮૩)

**મદ્રાસ મૈસૂર પ્રાંતકે પ્રાચીન જૈન સ્મારક** : સંગ્રા૦ શ્રીશીતલપ્રસાદ, પ્રકા૦ મૂલચંદ કિસનદાસ કાપડિયા, સુરત.

મધ્યપ્રાંત, મધ્ય ભારત વ રાજપૂતાનાકે પ્રાચીન જૈન સ્મારક : સંગ્રા૦ શીતલપ્રસાદજી, પ્રકા૦ મૂલચંદ કિસનદાસ કાપડિયા, સુરત,

મધ્યભારતકી જૈન સ્થાપત્યકળા : જૈન સત્ય પ્રકાશ-અંતર્ગત, અમદાવાદ

મહાક્ષત્રપ રાજા રુદ્રદામા : લેખક : વિજયેન્દ્રસૂરિ, પ્રકા૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

મહાલક્ષ્મીનું મંદિર : બુદ્ધિપ્રકાશ (માસિક)—અંતર્ગત, અમદાવાદ

મહેવાનગર સ્તવન : કર્તા : શ્રીમહિમાસમુદ્ર (હસ્તલિખિત)

મારવાડકે સબસે પ્રાચીન લેખ : જૈન સાહિત્ય સંમેલન અંક—અંતર્ગત, જોધપુર

મારવાડ રાજ્યકા ઇતિહાસ : લેખક : શ્રીજગદીશસિંહજી ગહલોત, જોધપુર

મારી કચ્છયાત્રા : કર્તા : મુનિ વિદ્યાવિજય. પ્ર૦ વિજય ધર્મસૂરિ ગ્રંથમાળા, ઉજ્જૈન

મારી મેવાડયાત્રા : કર્તા : મુનિ વિદ્યાવિજય, પ્ર૦ વિજયધર્મસૂરિ ગ્રંથમાળા, ઉજ્જૈન

મારી સિંધયાત્રા : કર્તા : મુનિ વિદ્યાવિજય, પ્ર૦ વિજયધર્મસૂરિ ગ્રંથમાલા, ઉજ્જૈન

મુનિસુવ્રતચરિત્ર-પ્રશસ્તિ : કર્તા : શ્રીમુનિચંદ્રસૂરિ, પત્તનસ્થ—પ્રાચ્યભાંડાગારીયગ્રંથસૂચી—અંતર્ગત, વડોદરા

મેઘદૂતસમસ્યાલેખ : કર્તા : શ્રી મેઘવિજય ઉપા૦, પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

મેડતા ચૈત્યપરિપાટી : કર્તા : શ્રીદયાવર્ધન ગણિ અને શ્રીધર્મકીર્તિ (હસ્તલિખિત)

મેત્રાણા જિનસ્તવન ઢાળિયાં : જૈન સત્ય પ્રકાશ—અન્તર્ગત, અમદાવાદ

મેત્રાણા તીર્થમંડન જિનેશ્વર : જૈન સત્ય પ્રકાશ—અંતર્ગત, અમદાવાદ

મેરી ગોડવાડ યાત્રા : લે. શ્રીવિજયયતીન્દ્રસૂરિ, પ્રકા૦ સંઘવી દેવચંદજી, પુખરાજ, ચૂનીલાલ, આનંદરાજ, રામાજી જૈન, ભૂતિ

મેરી નેમાડ યાત્રા : કર્તા : શ્રીવિજયયતીંદ્રસૂરિ, પ્ર૦ સૂરવિભાજી, ભૂતિ

મેવાડ રાજ્યકા ઇતિહાસ : લે. પં. ગૌરીશંકર ઓઝાજી

મોડર્ન રિવ્યુ : (માસિક) : કલકત્તા

મોહપરાજય નાટક : કર્તા : યશઃપાલ, પ્રકા૦ ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ, વડોદરા

મંડાનગરી અને તેના લેખો : જૈન—અંતર્ગત, ભાવનગર

મંત્રાધિરાજચિંતામણિ : સંપા. મુનિ ચતુરવિજયજી પ્રકા૦ સારાભાઈ મણિલાલ નવાબ

મુંબઈ પ્રાંતકે પ્રાચીન જૈન સ્મારક : (હિં૦) કર્તા : બ્ર૦ શીતલપ્રસાદ, પ્ર૦ માણિકચંદ પાનાચંદ જ્વેરી, મુંબઈ

મ્હારી યાત્રા : કર્તા : પ્ર૦ ભોગીલાલ સાંકળચંદ વોરા, વડનગર

મ્હારી સમેતશિખર યાત્રા : લે. પ્રકા૦ મગનલાલ કસ્તુરચંદ શાહ, વઢવાણ

યતીન્દ્રવિહારદિગ્દર્શન : (ભા. ૧ થી ૪) કર્તા : શ્રીવિજય યતીંદ્રસૂરિ, પ્ર૦ સૌધર્મગચ્છીય સંઘ

યશસ્તિલકચંપૂ : કર્તા : શ્રીસોમદેવસૂરિ; પ્રકા૦ નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ

યશોભદ્રસૂરિરાસ : જૈન ઐતિહાસિક રાસસંગ્રહ—અંતર્ગત, ભાવનગર

યુક્તિપ્રબોધ : કર્તા : શ્રીમેઘવિજય ઉપાધ્યાય. પ્રકા૦ શ્રીઋષભદાસ કેશરીમલજી શ્વેતાંબર સંસ્થા, રતલામ

યુગપ્રધાન શ્રીજિનચંદ્રસૂરિ : લેખક : શ્રીઅગરચંદજી નાહટા, પ્રકા૦ શંકરદાન શુભૈરાજ નાહટા, કલકત્તા

યુગપ્રધાન શ્રીજિનદત્તસૂરિ : લે. અગરચંદજી નાહટા, ભંવરલાલ નાહટા, પ્રકા૦ શંકરદાન શુભૈરાજ નાહટા, કલકત્તા

રાણિગપુર ચતુર્મુખપ્રાસાદસ્તવન : કર્તા : પં. મેહ કવિ રાણકપુરની પંચતીર્થી—અંતર્ગત, પ્રકા૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

રાજગૃહ : લેખક : શ્રી ભંવરલાલ નાહટા, પ્રકા૦ જૈન સભા, કલકત્તા

રાજનગરથી સમેતશિખર યાને કલ્યાણક ભૂમિઓમાં પ્રવાસ : લે. મોહનલાલ દીપચંદ ચોકસી, પ્રકા૦ ભારતીય જૈન સેવાસદન, મુંબઈ

રાજપૂતાનાકી શોધખોળ : લેખક : શ્રીદેવીપ્રસાદ, પ્રકા૦ નાગરી પ્રચારિણી સભા, બનારસ.

રાજપૂતાનાકે જૈન વીર : લેખક : શ્રીઅયોધ્યાપ્રસાદ ગોયલીય, પ્રકા૦ હિંદી વિદ્યા મંદિર, દેહલી

રાજપૂતાનેકા ઇતિહાસ : લે. પં. ગૌરીશંકર ઓઝાજી

રાજસ્થાન : (ભા. ૧—૨) લેખક : કર્નલ ટોડ, પ્રકા૦ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ

રાસમાલા : ભા. ૧—૨ : લેખક : ફાર્બસ સાહેબ, ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

રેવંતગિરિરાસ : કર્તા : શ્રીવિજયસેનસૂરિ : પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ—અંતર્ગત : પ્રકા૦ ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ, વડોદરા

લઘુશાંતિસ્તવ : કર્તા : શ્રીમાનદેવસૂરિ, પંચપ્રતિક્રમણ—અંતર્ગત

વસંતવિલાસકાવ્ય : કર્તા : શ્રી બાલચંદ્રસૂરિ, પ્રકા૦ ગાયકવાડ ઓરિયંટલ સિરિઝ, વડોદરા

વસુદેવહિંડી : સંપા૦ મુનિરાજ શ્રીપુણ્યવિજયજી, પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**વસ્તુપાલ-તેજપાલપ્રશસ્તિકાવ્ય** : કર્તા : શ્રીજયસિંહસૂરિ, હમ્મીરમદમર્દનકાવ્ય–અન્તર્ગત; પ્રકા૦ ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ, વડોદરા

**વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો** : લેખક : ડૉ૦ ભોગીલાલ સાંડેસરા, પ્રકા૦ આનંદ પ્રેસ, ભાવનગર

**વાસ્તુસાર** : કર્તા : ઠક્કર ફેરુ, પ્રકા૦ ભગવાનદાસ જૈન, જયપુર

**વિચારશ્રેણિ** : કર્તા : શ્રીમેરુતુંગસૂરિ, જૈન સાહિત્ય-સંશોધક–અંતર્ગત, પૂના

**વિજયપ્રશસ્તિમહાકાવ્ય** : કર્તા : શ્રીહેમવિજય, પ્રકા૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**વિજયાનંદાભ્યુદયકાવ્ય** : કર્તા : પં. હીરાલાલ હંસરાજ, જામનગર

**વિજાપુર બૃહદ્ વૃત્તાંત** : લેખક : શ્રીબુદ્ધિસાગરસૂરિ, પ્રકા૦ અધ્યાત્મજ્ઞાન પ્રસારકમંડળ, મુંબઈ

**વિજ્ઞપ્તિત્રિવેણી** : કર્તા : ઉપા૦ શ્રીજયસાગરગણિ : પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**વિવિધતીર્થકલ્પ** : કર્તા : શ્રીજિનપ્રભસૂરિ, સં૦ શ્રીજિનવિજય, પ્ર૦ સિંઘી જૈન ગ્રંથમાળા, મુંબઈ

**વિશેષાવશ્યકભાષ્ય** : કર્તા : શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ પ્રકા૦ શ્રીઋષભદેવજી કેશરીમલજી શ્વે. સંસ્થા, રતલામ

**વિશેષાવશ્યકમહાભાષ્ય** : કર્તા : જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, પ્રકા૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**વિશ્વભારતી** : (માસિક) ઈલાહાબાદ

**વિહારવર્ણન** : કર્તા : મુનિ જયંતવિજય, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**વીરનિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના** : લેખક : પં. શ્રીકલ્યાણવિજયજી, પ્રકા૦ કલ્યાણવિજય શાસ્ત્ર સંગ્રહ સમિતિ, જાલોર

**વીશા શ્રીમાલીજ્ઞાતિના એક પ્રાચીન કુળની વંશાવલી** : લેખક : મુનિરાજ શ્રીજયંતવિજયજી, શ્રીવિજયાનંદસૂરિ શતાબ્દી ગ્રંથ–અંતર્ગત; મુંબઈ

**વૈશાલી** : લે. શ્રીવિજયેન્દ્રસૂરિ, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ** : લેખક : દુર્ગાશંકર શાસ્ત્રી, ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

**વંદારુવૃત્તિ** : કર્તા : શ્રીદેવેન્દ્રસૂરિ, પ્રકા૦ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ, સુરત

**શત્રુંજયતીર્થોદ્ધારપ્રબંધ** : કર્તા : શ્રીવિવેકધીર, સં૦ શ્રીજિનવિજય, પ્ર૦ શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર

**શત્રુંજય પ્રકાશ** : (પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ) : કર્તા : દેવચંદ દામજી, પ્ર૦ જૈન ઓફિસ, ભાવનગર

**શિશુપાલવધમહાકાવ્ય** : કર્તા : માઘ, પ્રકા૦ નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ

**શંખેશ્વર મહાતીર્થ** : લે. મુનિ શ્રીજયંતવિજયજી, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**શ્રીજિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ** : લેખક : પં. લાલચંદ્ર ભગવાન ગાંધી, પ્રકા૦ શ્રીજિનહરિસાગરસૂરિ જ્ઞાનભંડાર, લોહાવટ

**શ્રીસૌરીપુરજી યાત્રાસંઘ આગરાકા સંક્ષિપ્ત વર્ણન** : સં૦ પ્રકા૦ રતનલાલ જૈન, સરસ્વતી પ્રેસ, આગરા

**સકલતીર્થ સ્તોત્ર** : પંચપ્રતિક્રમણ–અંતર્ગત

**સકલાર્હત્સ્તોત્ર** : કર્તા : શ્રીહેમચંદ્રસૂરિ, પંચપ્રતિક્રમણ–અંતર્ગત

**સત્યપુરીયમંડનમહાવીરઉત્સાહ** : કર્તા : શ્રીધનપાલ કવિ, જૈન સાહિત્ય સંશોધક–અંતર્ગત, પૂના

**સમરરાસુ** : કર્તા : શ્રીઅંબદેવસૂરિ, પ્રકા૦ જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય–અંતર્ગત : પ્રકા૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર

**સમવાયાંગસૂત્ર** : પ્રકા૦ આગમોદય સમિતિ, મુંબઈ

**સમ્રાટ પ્રિયદર્શી** : લેખક : પ્રકા૦ ડૉ૦ ત્રિભુવનદાસ લહેરચંદ શાહ, વડોદરા

**સિદ્ધપુર ચૈત્યપરિપાટી** : કર્તા : શ્રીકુશલવર્ધનગણિ (હસ્તલિખિત)

**સુપાસનાહચરિત્ર** : કર્તા : શ્રી લક્ષ્મણગણિ, સંપા૦ પં. હરગોવિંદદાસ, પ્રકા૦ જૈન વિવિધ સાહિત્ય ગ્રંથમાલા

**સુરસુંદરીકથા** : કર્તા : શ્રીધનેશ્વરસૂરિ, સંપા૦ પં. હરગોવિંદદાસ, પ્રકા૦ જૈન વિવિધ સાહિત્ય ગ્રંથમાલા

**સુવાસ** : (માસિક) વડોદરા

**સૂત્રકૃતાંગચૂર્ણિ** : પ્રકા૦ આગમોદય સમિતિ, મેસાણા

**સૂરત ચૈત્યપરિપાટી** : સં. કેશરીચંદ ઝવેરી, પ્ર૦ મોતીચંદ મગનભાઈ, સૂરત

**સૂરીશ્વર અને સમ્રાટ** : લે૦ મુનિ વિદ્યાવિજય, પ્રકા૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**સૂર્યપુરનો સ્વર્ણયુગ** : લે૦ કેશરીચંદ ઝવેરી, પ્ર૦ મોતીચંદ મગનભાઈ, સૂરત

**સૂર્યપુર રાસમાલા** : કર્તા : લાધાશાહ, વિનયવિજય. પ્ર૦ મોતીચંદ મગનભાઈ, સૂરત

**સેરિસાતીર્થસ્તવન** : કર્તા : કવિ લાવણ્યસમય, જૈન–સત્ય પ્રકાશ–અંતર્ગત, અમદાવાદ

**સોપારાના પ્રાચીન અવશેષોની શોધ** : સુવાસ (માસિક)–અંતર્ગત

**સોમસૌભાગ્યકાવ્ય** : કર્તા : શ્રીપ્રતિષ્ઠાસોમ, પ્રકા૦ જૈન જ્ઞાનપ્રસારકમંડળ, મુંબઈ

**સિંહકુલ પટ્ટાવલી** : પટ્ટાવલી સમુચ્ચય–અંતર્ગત, અમદાવાદ

**સંઘપુરનો શિલાલેખ** : વિજાપુર બૃહદ્ વૃત્તાંત–અંતર્ગત, મુંબઈ

**સંયુક્તપ્રાંતકે પ્રાચીન જૈન સ્મારક** : સંગ્રા૦ શીતલપ્રસાદજી, પ્રકા૦ હીરાલાલ જૈન, પ્રયાગ

**સ્ટડીઝ ઇન ઇંડિયન પેઇંટીંગ** : એન. સી. મહેતા. મુંબઈ

**સ્થાનાંગસૂત્ર–ટીકા** : પ્રકા૦ આગમોદય સમિતિ, સુરત

**હમીરગઢ** : લે૦ મુનિ જયંતવિજયજી, પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર

**હમ્મીરમદમર્દન** : કર્તા : શ્રીજયસિંહસૂરિ, પ્રકા૦ ગાયકવાડ ઓરિયેંટલ સિરીઝ, વડોદરા

**હસ્તિનાપુર** : લે૦ અમરચંદ, પ્રકા૦ જૈન કલ્ચરલ રિસર્ચ સોસાયટી, બનારસ

**હસ્તિનાપુર** : લે૦ વિજયેંદ્રસૂરિ–સમાધિમંદિર, શિવપુરી

**હસ્તિનાપુર** : પ્રકા૦ શ્રીહસ્તિનાપુર જૈન શ્વેતાંબર તીર્થ-કમીટી, દેહલી

**હીરવિજયસૂરિરાસ** : કર્તા : કવિ ઋષભદાસ, આનંદ કાવ્ય મહોદધિ–અંતર્ગત, પ્રકા૦ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધારફંડ, સુરત

**હીરસૌભાગ્યકાવ્ય** : કર્તા : શ્રીસિંહવિમલગણિ, પ્રકા૦ નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ

**હુએનસાંગકા ભારતભ્રમણ** : અનુ૦ ઠાકુરદાસ શર્મા, સીતાપુર, પ્રકા૦ ઇંડિયન પ્રેસ લિ૦, પ્રયાગ.

★

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦૯ | ૧૮ | કરાવામાં | કરવામાં |
| ૩૧૨ | ૩૭ | કરેલા છે. | કરેલો છે. |
| ૩૨૧ | ૧૧ | શ્વેનવર્ણી | શ્વેતવર્ણી |
| ૩૨૭ | ૧૧ | જીવંતસ્વમીની | જીવંતસ્વામીની |
| ૩૩૨ | ૩૩ | પુંવર | પવાર |
| ૩૩૫ | ૨૫ | જૈનસિંહ | જૈત્રસિંહ |
| ૩૪૦ | ૨૩ | (વિ. સ. ૧૩૨૨) | (વિ. સં. ૧૩૩૫) |
| ૩૪૩ | ૨૨ | ચૌદમામા સૈકા | ચૌદમા સૈકામાં |
| ૩૪૪ | ૧૯ | ઘટેની | ઘટોની |
| ૩૪૫ | ૧૯ | દર્શનીય પ્રતિમા છે. | દર્શનીય છે. |
| ૩૪૭ | ૩ | 'ધૂલેવ' | 'ધૂલેવ' |
| ૩૫૦ | ૨૦ | છઠ્ઠા | સાતમા |
| ૩૫૧ | ૧૭ | અકબરન | અકબરની |
| ૩૫૩ | ૩૦ | જયલપાલ | જયતપાલ |
| ૩૫૭ | ૧૬ | (બારમી સદીમાં) | (તેરમી સદીમાં) |
| ,, | ૨૧ | બારમા | તેરમા |
| ૩૫૮ | ૩૪ | લાહારનૂ | લાહાનૂર |
| ૩૬૭ | ૩૨ | સં. ૧૧૫૭ | સં. ૧૧૫૬ |
| ૩૭૩ | ૨૦ | કાનડી | કાનડા |
| ૩૭૬ | ૬ | સિત્તાનવાસવનું | સિત્તાનવાસલનું |
| ,, | ૩૦ | શવ | શૈવ |
| ૩૭૯ | ૨૫ | સં. ૧૭૫૦ | સને ૧૭૫૦ |
| ૩૮૧ | ૨૯ | ભૌગોલિક | ભૌગોલિક |
| ,, | ૩૨ | °ડ્યવર્ષિ° | °ડ્યવર્ષિ° |
| ૩૯૦ | ૨ | ખાભા | ખભા |
| ,, | ૩૫ | પડેલાં છે આજે | પડેલાં આજે |
| ૩૯૩ | ૨૬ | પદ્યાસનસ્થ | પદ્માસનસ્થ |
| ૪૧૨ | ૮ | 'કાલિંગ | 'કલિંગ |
| ૪૧૩ | ૧૧ | જગન્નાથપુરીના | જગન્નાથપુરી અને |
| ૪૧૯ | ૧૪ | અવેલું | આવેલુ |
| ૪૨૨ | ૩ | આવસ્યનિર્યુક્તિ | આવસ્યકનિર્યુક્તિ |
| ૪૩૫ | ૨૮ | સકાના | સૈકાના |
| ૪૪૭ | ૮ | પરનો | પરના |
| ૪૫૦ | ૧૮ | મહાવીરની | મહાવીરના |
| ,, | ૩૩ | દાદશાંગીની | દ્વાદશાંગીની |
| ૪૫૭ | ૩૩ | સમન્વયક રતાં | સમન્વય કરતાં |
| ૪૫૮ | ૩૧ | જાગૃતિ | જાગૃત |
| ,, | ,, | સર્પાકૃત | સર્પાકૃતિ |
| ૪૭૬ | ૧૧ | આ આ કારણે | આ કારણે |
| ૪૮૧ | ૩૧ | પ્રસેનજિન | પ્રસેનજિત |
| ૪૯૦ | ૨૮ | પહોરતો | પહોરનો |
| ૪૯૫ | ૧૩ | કરી છે. | કરે છે. |
| ૪૯૮ | ૧૧ | "અરસનાં | "આરસનાં |
| ૫૦૩ | ૧૭ | લાખને | લાખ ને |
| ,, | ૧૮ | યુદ્ધ | યુદ્ધે |
| ,, | ૨૦ | પ્રાયશ્ચિત | પ્રાયશ્ચિત્ત |
| ૫૦૫ | ૧૧ | ખારવેલધિપતિ | ખારવેલાધિપતિ |
| ૫૦૬ | ૪ | સ્વગસ્થ | સ્વર્ગસ્થ |

★

# માલવાની મંદિરાવલી

જૈન સૂત્રોમાં નિર્દિષ્ટ ૨૫ાા આર્ય દેશોમાં માલવાનો સ્વતંત્ર ઉલ્લેખ મળતો નથી પણ પ્રાચીન જનપદોમાં માલવય (ભગવતી. શ. ૧૫) અને અવંતિ (અંગુત્તરનિકાય: પૃ. ૨૧૩)નો ઉલ્લેખ આ પ્રદેશનો નિર્દેશ કરે છે. એના ઉત્તરીય ભાગની રાજધાનીનું નગર અવંતિ હતું. અવંતિના નામે આ પ્રદેશ અવંતિ નામે ઓળખાતો હતો પરંતુ માલવગણની અહીં સ્થિતિ થયા પછી પ્રાચીન અવંતિ જનપદ માલવ નામે પ્રસિદ્ધિ પામ્યો આ પ્રદેશમાં માલવા, નેમાડ અને મધ્યપ્રદેશના કેટલાક ભાગોનો સમાવેશ થતો હતો. આજે આ પ્રદેશ 'મધ્યભારત' નામે ઓળખાય છે.

ભગવાન મહાવીરના સમયે અવંતિમાં ચંડપ્રદ્યોત નામે રાજા રાજ્ય કરતો હતો. તેની પટરાણી શિવાદેવી અને અંગારવતી વગેરે રાણીઓ ભગવાન મહાવીરના ધર્મશાસનને માનતી હતી. ચંડપ્રદ્યોત પણ ભગવાન મહાવીરનો ઉપાસક હતો. તેની પ્રજા પણ મોટે ભાગે જૈનધર્મ પાળતી હતી. ચંડપ્રદ્યોતના જૈનત્વ વિશે જૈન સાહિત્ય એવી નોંધ કરે છે કે, સિંધુ–સૌવીરના રાજા ઉદાયન પાસે ગોશીર્ષચંદનની ભરાવેલી ભગવાન મહાવીરની પ્રતિમા હતી, જેનો જીવંતસ્વામી તરીકે ઉલ્લેખ મળે છે. આ મૂર્તિની રાજા ઉદાયન અને તેની રાણી પ્રભાવતી હમેશાં પૂજા કરતાં. પ્રભાવતીના મરણ પછી તેની દેવાનંદા નામની દાસી એ મૂર્તિની સંભાળ રાખતી. એ દાસી દ્વારા ચંડપ્રદ્યોતે એ મૂર્તિ મેળવવાનો પ્રયત્ન કર્યો. એ મૂર્તિના સ્થાને ચંદનનિર્મિત બીજી મૂર્તિ મૂકીને ચંડપ્રદ્યોત જેવો નાઠો તેવો જ ઉદાયને તેનો પીછો પકડ્યો. ઉદાયને દશપુર (મંદસોર) પાસે ચંડપ્રદ્યોતને હરાવી પકડ્યો પરંતુ ઉદાયન કોઈ આકસ્મિક કારણે એ પ્રતિમાને પાછી લઈ શક્યો નહિ. આખરે ઉદાયને વસાવેલા એ દશપુરમાં અને પાછળથી ચંડપ્રદ્યોતે વસાવેલા ભાયલસ્વામીપુર (ભેલસા)માં એ મૂર્તિને પ્રતિષ્ઠિત કરવામાં આવી, જે સ્થાન વિદિશામાં જીવંતસ્વામીના તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યું. એ તીર્થના નિભાવ માટે કેટલાંયે ગામોનું તેણે દાન કર્યું.

ચંડપ્રદ્યોતે એવી જ એક જીવંતસ્વામીની પ્રતિમા બનાવી હતી, જેની અવંતિ—ઉજ્જૈનમાં પ્રતિષ્ઠા કરાવામાં આવી હતી. દશાર્ણપુર (એરછ)માં પણ જીવંતસ્વામીની પ્રતિમા હતી. મહારાજા સંપ્રતિના સમયે આર્ય સુહસ્તિસૂરિ ( વીર નિ૦ સં૦ ૨૪૫ થી ૨૯૧ ) અને આર્યા સુવ્રતા ગણિની વગેરે આ પ્રતિમાઓના વંદન નિમિત્તે આ પ્રદેશમાં આવ્યા હતા.

ચંડપ્રદ્યોતને પાલક અને ગોપાલ નામે બે પુત્રો અને વાસવદત્તા નામે પુત્રી હતી ભગવાન મહાવીરના નિર્વાણ સમયે પ્રદ્યોત રાજા પણ મૃત્યુ પામ્યો એટલે પાલક રાજા ગાદીએ બેઠો, જ્યારે ગોપાલે ગણધર સુધર્મસ્વામી પાસે જઈ દીક્ષા લીધી. પાલકને અવંતિવર્ધન અને રાષ્ટ્રવર્ધન નામે બે પુત્રો હતા. પાલક વીર નિ૦ સં. ૨૦ માં મૃત્યુ પામ્યો ત્યારે અવંતિવર્ધન તેની ગાદીએ આવ્યો. અવંતિવર્ધને રાષ્ટ્રવર્ધનની પત્ની ધારિણીને પોતાની બનાવવા માટે રાષ્ટ્રવર્ધનનું ખૂન કરાવ્યું પરંતુ ધારિણીએ આ પરિસ્થિતિને સમજી લઈ કોશાંબી જઈને દીક્ષા લીધી. ધારિણી ગર્ભવતી હતી. તેણે એક બાળકને જન્મ આપ્યો. તેનું કોશાંબીના અપુત્રિયા રાજા અજિતસેને પાલન કર્યું. તેનું નામ મણિપ્રભ રાખવામાં આવ્યું. અવંતિવર્ધને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા શ્રીજંબૂસ્વામી પાસે વીર નિ૦ સં. ૨૪ માં દીક્ષા લીધી. અવંતિવર્ધન પછી રાષ્ટ્રવર્ધનનો પુત્ર અવંતિષેણ ઉજ્જૈનની ગાદીએ અને અજિતસેનના મરણ પછી મણિપ્રભ કોશાંબીની ગાદીએ આવ્યા. અવંતિ અને કોશાંબી વચ્ચે પરાપૂર્વનું વેર ચાલ્યું આવતું હતું, બંને સ્થળે બે ભાઈઓ રાજવી હતા પરંતુ તેઓ એક બીજાના સગપણને જાણતા નહોતા. જ્યારે અવંતિષેણે કોશાંબીને ઘેરો ઘાલ્યો ત્યારે સાધ્વી માતા ધારિણીએ ત્યાં આવીને બંનેનો પરિચય કરાવ્યો. બંને રાષ્ટ્રો વચ્ચેનું વર્ષોજૂનું વેર આમ એકાએક દૂર થયું. એ બંને રાજવીઓએ કોશાંબી અને ઉજ્જૈની વચ્ચે વત્સકા નદીના કાંઠે પહાડની ગુફામાં અનશન કરી રહેલા મુનિ ધર્મ-

ઘોષનો સ્વર્ગગમન મહોત્સવ ઊજવ્યો.[1]

ધર્મઘોષ મુનિ જ્યાં ધ્યાન ધરીને ઊભા હતા ત્યાં અવંતિષેણે મોટો સ્તૂપ બનાવ્યો હતો. વત્સિકા નદી, જેને વેસ અથવા વેશાલી કહે છે તે સાંચીની પાસે આજે પણ વિદ્યમાન છે. સંભવ છે કે, અવંતિષેણે બંધાવેલા સ્તૂપનો નાશ કરીને સાંચીનો બૌદ્ધસ્તૂપ નિર્માણ કરવામાં આવ્યો હોય.

આ હકીકત માલવા–ઉજ્જૈનમાં જૈન રાજવીઓની પરંપરા અને તેમણે નિર્માણ કરેલાં ધર્મસ્થાનો દ્વારા જૈન-ધર્મના પ્રચારનો નિર્દેશ કરે છે.

માલવાના દક્ષિણ ભાગની રાજધાનીનું નગર માહિષ્મતી (મહેશ્વર) હતું. પ્રાચીન દશાર્ણનો પ્રદેશ પણ આ ભાગમાં આવેલો હતો. દશાર્ણનો ઉલ્લેખ આર્યદેશોમાં કરેલો છે. તેની રાજધાનીનું નગર મૃત્તિકાવતી હતું. ક્યાંક વિદિશાનો પણ ઉલ્લેખ કરેલો છે.

એ વિદિશાની પાસે કુંજરાવર્ત અને રથાવર્ત નામે બે પર્વતો એક બીજાની જોડાજોડ હતા. 'મહાભારત'માં રથાવર્તગિરિનો અને 'રામાયણ'માં કુંજરાવર્તગિરિનો ઉલ્લેખ કરેલો છે. જૈનોના તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામેલા રથાવર્ત-ગિરિ ઉપર આર્ય વજ્રસ્વામી ૫૦૦ શિષ્યોના પરિવાર સાથે પધાર્યા હતા અને કુંજરાવર્ત પર્વત ઉપર આર્ય વજ્રસ્વામીનું વિ. સં. ૧૧૪ માં નિર્વાણ થતાં એ પર્વત પણ તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

દશાર્ણપુરની ઉત્તર–પૂર્વમાં દશાર્ણકૂટ નામે પર્વત હતો. તેને ગજાગ્રપદ અથવા ઇંદ્રપદ પણ કહેતા. તેની ચારે તરફ ગામ વસેલાં હતાં. ભગવાન મહાવીરે દશાર્ણભદ્રને આ ગિરિ ઉપર દીક્ષા આપી હતી. આર્ય મહાગિરિએ (વીર નિ૦ સં. ૨૧૫ થી ૨૪૫) આ પર્વત ઉપર તપસ્યા કરી હતી. 'આવશ્યક ચૂર્ણિ'માં દશાર્ણકૂટનો તીર્થ તરીકે ઉલ્લેખ કરેલો છે.

આર્ય સુહસ્તિસૂરિ (વીર નિ. સં. ૨૪૫ થી ૨૯૧) જ્યારે ઉજ્જૈનમાં ચતુર્માસ રહ્યા હતા ત્યારે તેમણે ભદ્રા શેઠાણીના પુત્ર અવંતિસુકુમાલને પ્રતિબોધી દીક્ષા આપી હતી. અવંતિસુકુમાલે દીક્ષા લીધી તે જ દિવસે સ્મશાનમાં જઈને અનશન કર્યું અને એ જ રાતે શિયાલણીએ તેમને પોતાનું ભક્ષ્ય બનાવ્યા. તેમની ૩૨ પત્નીઓ પૈકી એક ગર્ભવતી પત્નીને છોડી બાકીનીએ દીક્ષા લીધી. ગર્ભવતી પત્નીથી મહાકાલ નામે પુત્ર થયો. તેણે પિતાના મૃત્યુસ્થાને એક દેવકુલ (મંદિર) વીર નિ. સં. ૨૫૦ માં બનાવ્યું, જે મંદિર 'મહાકાલ' નામે ખ્યાતિ પામ્યું. તે મંદિરમાં અવંતિ પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. આ મંદિર જૈનોમાં તીર્થ તરીકે ખ્યાતિ પામ્યું હતું. પાછળથી શૈવોએ એ મંદિર ઉપર અધિકાર કરી લીધો અને મહારાજા વિક્રમાદિત્યના સમયે શ્રીસિદ્ધસેનસૂરિએ રાજાની સમક્ષ એ મંદિરમાં પધરાવેલા લિંગનો સ્ફોટ કરી જિનપ્રતિમા બતાવી આપી ત્યારે રાજાએ વિ. સં. ૧ માં એક શાસનપત્ર લખી આપી એ મંદિર જૈનોને અર્પણ કર્યું; આ હકીકતનો ઉલ્લેખ જૈન સાહિત્યમાં કરેલો છે.[2]

માલવા અને ગુજરાતમાં જૈનધર્મનો વ્યાપક પ્રચાર કરનાર સમ્રાટ સંપ્રતિ હતો. સમ્રાટ સંપ્રતિના સંબંધમાં જૈન સાહિત્ય એવો નિર્દેશ કરે છે કે:—એક વેળા સંપ્રતિ દિગ્વિજય કરીને પોતાના મહેલના ઝરુખામાં બેઠો હતો. ત્યાં જીવંતસ્વામી ભગવાનની રથયાત્રાનો વરઘોડો નીકળ્યો. આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિસૂરિ : બંને આચાર્યો રથયાત્રાની મોખરે ચાલતા હતા. સંપ્રતિ એ રથોત્સવ જોઈ વિચારમાં ઊંડો ઊતરી ગયો. પરિણામે તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તે એકદમ મહેલની નીચે આવ્યો અને ગુરુદેવને પ્રદક્ષિણા દઈ બે હાથ જોડી પૂછવા લાગ્યો : 'આપ મને ઓળખો છો ?' સૂરિમહારાજે જ્ઞાનનો ઉપયોગ દઈ જણાવ્યું: 'ગત ભવનો મારો શિષ્ય આજનો સંપ્રતિ.' તેને આ હકીકતથી ગુરુ ઉપર ભારે શ્રદ્ધા બેસી ગઈ અને તે જ વખતે તેણે જૈનધર્મ અંગીકાર કર્યો અને તે પછી તેણે જૈનધર્મનાં વ્રત ઉચ્ચાર્યાં, તીર્થયાત્રાઓ કરી કલિંગ આદિ દેશો પણ જીત્યા.

સંપ્રતિ જેવો ધર્મપરાયણ હતો તેવો યુદ્ધકળામાં કુશળ હતો. તેણે ભારતના ઘણા રાજાઓને પોતાના ખંડિયા બનાવ્યા હતા. એ સિંધુ નદી ઓળંગી અફગાનિસ્તાન, અરબસ્તાન અને ઈરાન સુધી પહોંચ્યો હતો અને પોતાની સત્તા

---

૧. 'આવશ્યક નિર્યુક્તિ' ગાથાં: ૧૨૮૭ ની ટીકા.

૨. શાર્લોટે ક્રાઉઝે "જૈન સાહિત્ય ઔર મહાકાલ મંદિર" શીર્ષક લેખ 'વિક્રમ સ્મૃતિ ગ્રંથ.'

ફેલાવી હતી. તેણે જૈનધર્મને રાજધર્મ બનાવી અનાર્ય દેશોમાં પણ ધર્મોપદેશકોને મોકલી જૈનધર્મનો પ્રચાર કર્યો હતો. એ જ કારણ છે કે જૈનોના ઇતિહાસમાં સંપ્રતિએ મોખરાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

અશોક સંબંધી શિલાલેખોને વાંચતાં ઐતિહાસિકોએ કેટલીક ગંભીર ભૂલો કરેલી હોય એમ પ્રતિપાદન કરવામાં આવે છે. એ ચર્ચાનો સાર તપાસીએ તો પ્રિયદર્શિન્ એ અશોક નહિ પણ સમ્રાટ સંપ્રતિ જ હતો એમ કબૂલ કરવું પડે. શિલાલેખોને એ રીતે જોવામાં આવે તો અશોક કરતાં સંપ્રતિના જીવન સાથે તે વધુ બંધબેસતા જણાઈ આવે.

આર્ય ચંડરુદ્ર, આર્ય ભદ્રગુપ્ત, આર્ય રક્ષિતસૂરિ અને આર્ય આષાઢ અહીં પધાર્યા હતા. આર્ય કાલકસૂરિએ પોતાની સાધ્વી બેન સરસ્વતીનું અપહરણ કરનારા ગર્દભિલ્લ રાજાને શાહી રાજાઓ દ્વારા પરાસ્ત કરાવી ઉજ્જૈનની ગાદી ઉપર બલમિત્ર–ભાનુમિત્રને બેસાડયા હતા; જે બંને ભાઇઓ વિક્રમાદિત્યના નામે ખ્યાતિ પામ્યા.[3] એ પછી ઉજ્જૈનનું મહાકાલ મંદિર ફરીથી શૈવોના અધિકારમાં ગયું.

દશપુર (મંદસોર)માં આર્ય રક્ષિતસૂરિએ (વીર નિ. સં. ૫૨૨) અધ્યાપક વિંધ્યની પ્રાર્થનાથી જૈન સાહિત્યને ચાર અનુયોગમાં વિભાજિત કર્યું હતું. આર્ય રક્ષિતસૂરિના સમય સુધી વસ્ત્રપરિધાન કારણ પ્રસંગે જ થતું હતું. તેમના સમય સુધી સાધુને એક જ પાત્ર રાખવાનો આદેશ હતો પરંતુ તેમણે વર્ષાઋતુના ચાર માસ માટે પાત્ર ઉપરાંત 'માત્રક'–નાનું પાત્ર રાખવાની આજ્ઞા આપી.[4] તેમના સમય સુધી સાધ્વીઓ સાધ્વીઓના પાસે આલોચના–પ્રાયશ્ચિત્ત લેતી હતી પણ આર્ય રક્ષિતસૂરિથી સાધ્વીઓનો એ અધિકાર રદ્દ થયો. સાધુઓની માફક સાધ્વીઓને પણ સાધુઓ પાસે આલોચના લેવાનું ત્યારથી નક્કી થયું.

આ ઉપરથી લાગે છે કે, આર્ય રક્ષિતસૂરિ એક યુગપ્રવર્તક પુરુષ હતા. તેમણે જે બધાં પરિવર્તનો કર્યાં તે અસામાન્ય સંયોગોને આધીન થઇને કર્યાં હોવાં જોઇએ. આ ઉપરથી એટલું નક્કી થાય છે કે પ્રાચીન શ્રમણ સંસ્કૃતિનો હ્રાસ અને નવીન આચાર–પદ્ધતિનો પ્રારંભ શ્રીઆર્ય રક્ષિતસૂરિના શાસનમાં થવા માંડયો. એમના સમયે આ પ્રદેશોમાં જૈન સંસ્કૃતિ નવા સ્વરૂપે સજીવન બની.

એ પછી ગુપ્ત સમયમાં ઉદયગિરિ ઉપર ગુપ્ત સં. ૧૦૬માં શંકર મુનિએ શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવ્યાનો શિલાલેખ મળી આવે છે અને તાલનપુરના મંદિરમાં રહેલી તારાપુરની વિ. સં. ૬૧૨ના સંવતવાળી પ્રતિમાનો લેખ જોવામાં આવે છે. વળી, ગ્વાલિયરના આમરાજ (નવમો સૈકો)ને પ્રતિબોધ કરનાર બપ્પભટ્ટિ જેવા મહાવિદ્વાને આ પ્રદેશમાં જૈનધર્મનો પ્રસાર કરી કેટલેય સ્થળે જૈનમંદિરો બંધાવવાનો ઉપદેશ આપ્યો હતો. આમરાજે ગ્વાલિયર,[5] કનોજ,[6] મથુરા વગેરે સ્થળે જિનમંદિરો બંધાવ્યાની અને કેટલેય સ્થળે મંદિરોના જીર્ણોદ્ધાર કરાવ્યાની માહિતી 'પ્રભાવકચરિત'કાર આપે છે. એકંદરે મધ્યકાળમાં જૈનધર્મના પ્રસારની સામગ્રી બહુ જૂજ મળી આવે છે.

એ પછી લગભગ ૧૦–૧૧ મા સૈકામાં માલવાના વિદ્યાપ્રિય રાજવીઓ મુંજ અને ભોજના સમયમાં જૈનાચાર્યો એ રાજવીઓની રાજસભામાં આવ્યાના પુરાવાઓ પ્રબંધ ગ્રંથોમાંથી મળી આવે છે. કવીશ્વર ધનપાલના ભાઈ શોભન મુનિ, સૂરાચાર્ય, શાંતિસૂરિ વગેરે આચાર્યોએ ભોજની રાજસભામાં પોતાની વિદ્વત્તાનો પરચો બતાવી તેમની વાદસભાઓમાં વિજય મેળવ્યો હતો. વાદિવેતાલ શ્રીશાંતિસૂરિએ તો ભોજ (વિ. સં. ૧૦૬૭ થી ૧૧૧૧)ની રાજસભા વચ્ચે ૮૪ વાદીઓ ઉપર વિજય મેળવી ભોજરાજ તરફથી માલવાના ૮૪ લાખ[7] રૂપિયા મેળવ્યા હતા. જેમાંના સાઠહજાર જેટલા રૂપિયા તો તેમણે થરાદના જિનમંદિરના જીર્ણોદ્ધાર માટે મોકલી આપ્યા હતા. આ ઉપથી માલવામાં જૈનાચાર્યોએ રાજવીઓ ઉપર પ્રભાવ પાડી જૈનધર્મનો પ્રચાર કરવા માંડયો એ સમયે અહીંની મંદિરાવલીના જીર્ણોદ્ધારો પણ થવા લાગ્યા, અને નવીન મંદિરો બંધાવા પણ માંડયાં એટલું ઉપર્યુક્ત હકીકતોમાંથી જણાય છે. પરંતુ એ મંદિરો પાછળથી મુસ્લિમોના આક્રમણને ભોગ બન્યાં અને કેટલાંક જૈનમંદિરો મસ્જિદમાં પરિવર્તન પામ્યાં હોવાની ઇતિહાસ સાક્ષી પૂરે છે.

---

૩. "જૈન સત્ય પ્રકાશ" વિક્રમાંકમાં 'સંવત્સર પ્રવર્તક વિક્રમાદિત્ય' શીર્ષક મારો લેખ.

૪. 'વ્યવહાર ચૂર્ણિ' ઉદ્દેશ—

૫. ગ્વાલિયરમાં ૨૩ હાથ ઊંચું શ્રીમહાવીર જિનનું મંદિર કરાવી તેમાં લેપ્યમય જિનપ્રતિમાની સ્થાપના કરી હતી.

૬. કનોજમાં ૧૦૧ હાથની ઊંચાઇવાળું જિનચૈત્ય બનાવી ૧૮ ભાર સુવર્ણની પ્રતિમાને શ્રીબપ્પભટ્ટિસૂરિના હાથે પ્રતિષ્ઠિત કરાવી હતી.

૭. માલવાના ૧ લાખના ગુજરાતના ૧૫ હજારનો બદલો (exchange) થતો હોવાથી ભોજે તે હિસાબે ૧૨૬૦૦૦૦ ગુર્જર દેશના રૂપિયા આપ્યા હતા.

ડૉ. હરિહર ત્રિવેદી પોતાના એક લેખમાં સાચું જ કહે છે કે—"મહમ્મૂદ ગીઝનીના સમયથી તુગલખકાળ સુધી સ્થૂલ રીતે ગણીએ તો અગિયારમીથી ચૌદમી શતાબ્દી સુધી દેશમાં જે આક્રમણો થયાં, તેમાં મકાનો અને દેવાલયોનો જે ધ્વંસ થયો તેમાં જૈનમંદિરોની સંખ્યા વધારે હતી. આ ચાર શતાબ્દીઓમાં અનેક જૈનમંદિરો ધરાશાયી થયાં; જેવાં કે—અમરોલ, સુજવાયા, ગ્વાલિયર, ચંદેરી, પૈથા, છાપેડા, હાદુર, સંધારા વગેરે."[૮]

નેમાડના અલિરાજપુર, મથવાડ, વડદલા, સોરવા, કચારા, માલવઈ, મેલગામ, કુકડિયા, મોટીપોળ, કાલીવેલ, છોટી હતવી, (ચાંદગઢ ફળિયા)માં જિનાલયોનાં ખંડિયેરો પડેલાં છે. માલવઈના જિનાલયનું શિખર માત્ર બચેલું છે જ્યારે મંડપ અને નવચોકી તૂટેલી હાલતમાં છે. રીંગણોદમાં ૯ જિનમંદિરો હોવાના કારણે તે 'નવવસહી' નામે ઓળખાતાં હતાં. અત્યારનાં બે મંદિરો તો પાછલા સમયમાં બનાવેલાં છે, પરંતુ તેમાંની મૂર્તિઓ પ્રાચીન કાળની છે. રીંગણોદના જૂના ઉપાશ્રયમાં સં. ૧૨૯૬ નો લેખ આજે પણ મળી આવે છે.

ડૉ. હરિહર ત્રિવેદી માળવાનાં જૈન મંદિરોના નિર્માણ અને સ્થાપત્ય વિશે ખ્યાલ આપતાં કહે છે:— "ખિલજી નરેશોના જમાનામાં સંસ્કૃતમાં અનેક ગ્રંથો (શિલાલેખો)રચાયા, તેનો હવે ધીરે ધીરે પત્તો મળે છે. મંદસોર જિલ્લાના ખટવાડા ગામમાં આ વંશનો ઉત્કૃષ્ટ સંસ્કૃત ભાષામાં અંકિત એક લેખ મળ્યો છે. તેમણે અનેક મહેલો કૂવા, વાવ વગેરે બનાવ્યાં; તેમાં ધાર, માંડવગઢ, સાદલપુર અને ઠીકરી વગેરેનાં નામો વિશેષ ઉલ્લેખનીય છે. તે સમયમાં એક વિશેષતા એ હતી કે હિંદુ અને જૈન સમાજમાં પારસ્પરિક પ્રેમ અને સહિષ્ણુતાની વૃદ્ધિ થઈ અને તેના ફલસ્વરૂપે હિંદુ અને જૈન મંદિરો પાસે પાસે જ નિર્માણ થયાં. તેનાં કેટલાંક ઉદાહરણો: સાદલપુર, તારાપુર, શેલી, નડેરી, સંધારા અને કેથુલી વગેરે.

"(સોળ શતાબ્દી....)માં જે જૈન, શૈવ અને વૈષ્ણવ મંદિરોનું નિર્માણ થયું, તેમાં પણ જૈન સ્થાપત્યકળાની જ છાપ વધારે નજર આવે છે.

"આવી રીતે ૧૫-૧૬ મી શતાબ્દી માળવાના જૈન મંદિરોનો પુનરૂદ્ધારનો સમય સમજવો જોઈએ. આ સમયમાં અરઈ, રાખેત્ર, ચંદેરી. રતલામ, રામપુરા ઈત્યાદિ સ્થાનોમાં જે જિનમંદિરો બન્યાં તે કળાની દૃષ્ટિએ અનોખાં છે.

"કુકડેશ્વરનું પાર્શ્વનાથનું વિશાળ મંદિર એક ચબૂતરા ઉપર બંધાયું છે અને તે પછી બનેલ કાંગરાઓથી સુશોભિત એક દ્વારવાળા પરકોટાથી ઘેરાયેલું છે. એના થાંભલા, શિખર, દાસા અને અન્ય સ્થાનો ઉપર જુદી જુદી જાતનાં તૈલચિત્રો શોભી રહ્યાં છે."

આ પ્રમાણે મધ્યભારતનાં જૈન મંદિરોની સુંદરતા, અને જૈનોએ સ્થાપત્યકળાની કરેલી અભિવૃદ્ધિનું વર્ણન કરી આગળ જતાં તેમણે પોતાની તટસ્થવૃત્તિના પ્રતીક સમાન એ પણ જણાવ્યું છે કે—"અહીંનાં જૈન મંદિરોના ઉત્કર્ષમાં કેવળ આક્રમણકારી મુસ્લિમ શાસકો જ બાધક નહોતા પરંતુ સંકુચિત વિચારવાળા અને ધર્માન્ધ તથા અહંમન્ય બ્રાહ્મણોના મનમાં 'हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम्' વાળી ભાવના પણ કામ કરી રહી હતી. એટલું જ નહિ; પોતાની આ કળાને જીવિત રાખવાના હેતુથી અમારા જૈન બંધુઓને ક્યાંય ક્યાંય સંઘર્ષ પણ કરવો પડ્યો, જેમકે મંદસોર જિલ્લાના કોઠડી નામના ગામમાં 'રામમંદિર'ના ઉદાહરણથી સ્પષ્ટ છે. આ મંદિરની સ્થાપત્યકળા મધ્યકાળના જૈન મંદિરોના જેવી જ છે અને તેમાં સ્થાપેલી પ્રતિમાનું પૂરૂં નામ 'જૈનભંજન રામ' છે, જે કોઈ સમયે આ સ્થાન ઉપર ધર્મનિમિત્તે થયેલા સંગ્રામનું દ્યોતક છે."

આ અવતરણો ઉપરથી પણ મધ્યકાલીન જૈન સ્થાપત્યકળાના વિકાસ-હ્રાસનો ખ્યાલ આવે છે અને માળવામાં ઐતિહાસિક કાળનાં મંદિરોનો ક્રમસર વિકાસ સ્પષ્ટ થાય છે.

મારવાડનાં મંદિરો પછી મેવાડનાં મંદિરોની નામાવલીના કોઠા આપેલા છે, પરંતુ મેવાડનો ઈતિહાસ મારવાડના રાજકીય ઈતિહાસ સાથે જ જોડાયેલો હોવાથી 'મારવાડની મંદિરાવલી'માં જ મેવાડનાં મંદિરોનો ઈતિહાસ આવી જાય છે એટલે તેનું અમે અલગ વિવેચન કર્યું નથી. વળી, ગ્વાલિયર જેવાં મધ્યભારતનાં સ્થાનોનો ઉત્તર પ્રદેશના કોઠાઓમાં ઉલ્લેખ છે, છતાં તેવાં સ્થળો વિશે અમે અહીં જ નિર્દેશ કરેલા છે.

★

૮. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ ૧૬, અંક : ૬ માં 'મધ્યભારતકી જૈન સ્થાપત્યકલા' શીર્ષક લેખ.

# ૧૬૯. લક્ષ્મણી

( કોઠા નંબર : ૩૧૧૭ )

માળવા અને નેમાડ પ્રાંતના નાકા ઉપર આવેલા અલિરાજપુરથી ૫ માઈલ દૂર લક્ષ્મણી નામનું તીર્થધામ જંગલમાં છે. દાહોદથી મોટર રસ્તે અલિરાજપુર અને ત્યાંથી બળદ ગાડી દ્વારા લક્ષ્મણી જવાય છે. દાહોદથી ૩૯ માઇલ દૂર ઈશાનખૂણામાં આ તીર્થ છે. અલિરાજપુરમાં બે જૈન મંદિરો છે અને ૧૦૦ જૈન શ્રાવકોની વસ્તી છે.

જો કે આજ સુધી આ લક્ષ્મણી તીર્થનો કોઇને પત્તો નહોતો પણ ભૂગર્ભમાંથી જ્યારે ૧૪ જેટલી જિનપ્રતિમાઓ મળી આવી ત્યારથી ત્યાં શોધખોળ થવા માંડી, જેના પરિણામે પાંચથી સાત થરો સાથેનાં સાત જિનાલયો, એક ભવ્ય બાવન જિનાલય તેમજ બબ્બે માઈલ ચોરસ ભૂમિ વિસ્તારમાં જિનમંદિરોના પડેલા સ્તંભો, પબાસણો, તોરણો અને જિનમૂર્તિઓ મળી આવ્યાં છે. આ અવશેષોથી જણાય છે કે આ તીર્થ બે હજાર વર્ષ પહેલાંનું પુરાતન હોવું જોઈએ.

જૈન સાહિત્યના ઉલ્લેખોથી જણાય છે કે, આ તીર્થ સોળમી–સત્તરમી શતાબ્દી સુધી ભારે જાહોજલાલી ભોગવતું હતું. સં. ૧૪૨૭ના માગશર માસમાં નેમાડનાં જૈન તીર્થોની યાત્રા કરનાર શ્રીજયાનંદ મુનિ એક 'પ્રવાસગીતિ'માં આ પ્રકારે કહે છે:—

" मांडवनगोवरि सगसया, पंच तारउर वरा, विंस इग सिंगारि तारण, नंदुरी द्वादश परा ।
हत्थिनी सग **लखमणीउर, इक्कसय सुहजिणहरा**, मेटिया अणूत्र जणवए, मुणि **जयाणंद** पवरा॥
लक्ख तिय सहस बि पणसय, पणसयरस सगसया, सय इगविंस दुसहसि सयल, **दुन्नि सहस कणगमया** ।
गाम गामि भत्तिपरायण, धम्ममम्म मुजाणगा, मुणि **जयाणंद** निरक्खिया सबल समणोपासगा ॥ "

આ અવતરણ ઉપરથી જણાય છે કે, પંદરમી શતાબ્દીમાં અહીં શ્રાવકોનાં ૨૦૦૦ ઘરો અને ૧૦૧ શિખરબંધી જિનાલયો હતાં.

વળી, પેથડ મંત્રીશ્વરના પુત્ર ઝાંઝણકુમારે માંડવગઢથી શત્રુંજયનો સંઘ કાઢયો ત્યારે તેઓ લક્ષ્મણપુર આવ્યા હતા; એવો ઉલ્લેખ 'સુકૃતસાગર'માં કરેલો છે. મતલબ કે, સોળમી–શતાબ્દી સુધી આ સ્થાનનો મહિમા જૈનોને જાણીતો હતો. તે પછી આ તીર્થ બાદશાહોના આક્રમણને ભોગ બન્યું હશે અને જૈન વસ્તી ઉચાળો ભરી ગઈ હશે.

સં. ૧૯૯૩ માં શ્રીમદ્ વિજયયતીન્દ્રસૂરિજીએ આ તીર્થનાં અવશેષો તરફ ધ્યાન આપી તીર્થના ઉદ્ધાર માટે ઉપદેશ આપવા માંડયો, જેના પરિણામે અલિરાજપુરના નરેશે પૂર્વ–પશ્ચિમ ૫૧૧ અને ઉત્તર–દક્ષિણ ૬૧૧ ફીટ લાંબી–પહોળી જમીન શ્વેતાંબર જૈન સંઘને અર્પણ કરી અને તેમાં એક ત્રણ શિખરી વિશાળ જિનમંદિર, ધર્મશાળા, ઉપાશ્રય, બે કૂવા અને એક સુંદર બગીચો બનાવવામાં આવ્યો.

સં. ૧૯૯૪માં આ૦ વિજયયતીન્દ્રસૂરિજીએ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેમના જ હાથે જૈન મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

આ મંદિર ૧૫૦×૫૧ ફીટ લાંબુ–પહોળું છે અને અને તેની ઊંચાઈ ૩૫ ફીટ છે. અંદરનો મૂળગભારો ૨૯×૧૦ ફીટનો છે. ચાર ચોકીવાળો રંગમંડપ ચોરસ છે. તેના ઉપર છત છે અને ગભારા ઉપર ત્રણ શિખરો છે, જેમાં વચલું શિખર જૈન પદ્ધતિ મુજબ છે અને બાજુનાં શિખરો ગુંબજ આકારે બનેલાં છે. ગભારો ત્રણ દ્વારનો છે.

વચલા દ્વારના મૂળનાયક શ્રીપદ્મપ્રભસ્વામીની પરિકર વિનાની ધવલ પાષાણની પ્રતિમા ૪૭ ઇંચની છે. પબાસણ ઉપર પ્રાચીન સમયનું કોતરકામ નજરે પડે છે અને તેના ઉપર "**सं० १०९३ वर्षे वैशाख सुदि सप्तम्यां**" આટલો લેખ વંચાય છે બાકીના અક્ષરો ઘસાઈ ગયા છે.

મૂળનાયકની આસપાસ શ્રીનેમિનાથ પ્રભુ અને શ્રીમલ્લિનાથ પ્રભુની મૂર્તિઓ ૩૨ ઇંચની છે. જમણી તરફના

ગભારામાં શ્રીમહાવીરસ્વામીની મૂર્તિ ૩૨ ઇંચની છે અને તેના ઉપર સંપ્રતિ કાળનાં ચિહ્નો હોવાનું કહેવાય છે. ડાબી બાજુમાં શ્રીઆદિનાથ ભગવાન બિરાજમાન છે.

શ્રીઆદિનાથ ભગવાનની બે પ્રતિમાઓ બદામી રંગની ૧૩-૧૩ ઇંચની છે. આ ત્રણે શ્રીઆદિનાથપ્રભુની મૂર્તિઓ એક જ સમયે બનેલી અને પ્રતિષ્ઠિત થયેલી જણાય છે. એક પ્રતિમા ઉપર નીચે મુજબ લેખ જોવાય છે:—

" संवत् १३१० वर्षे माघ सुदि ५ सोमादने प्राग्वाटज्ञातीय मंत्री गोसल तस्य चि० मंत्री गंगदेव तस्य पत्नी गांगदेवी तस्याः पुत्र मंत्री पद्म तस्य भार्या गोमलिदेवी तस्य पुत्र मं० संभाजीना प्रतिष्ठितं ॥ "

આ શિલાલેખો ઉપરથી આ મૂર્તિઓ, અહીંનાં મંદિરો અને અહીંના જૈન સંઘની તત્કાલીન સ્થિતિનો ખ્યાલ આવે છે અને અહીંનાં મંદિરોની પૂર્વકાલીન પરંપરાનું આમાંથી સૂચન મળે છે.

આવાં અનેક જૈન તીર્થો ભૂગર્ભમાં મળી ગયાં છે જેનો પત્તો મેળવવો મુશ્કેલ છે. આ તીર્થની માફક અલિરાજપુર, મથવાડ તેમજ નેમાડ રાજ્યના વડદલા, સોરવા, કચારા, માલવઈ, મેલગામ, કુકડિયા, મોટી પોલ, કાલીવેલ, છોટી હતવી ( ચાંદગઢ ફળિયા ) વગેરે ગામમાં જિનાલયો અને મકાનોનાં અનેક વિશાળ ખંડિયેરો પડયાં છે જેને જોતાં એની પ્રાચીન આબાદીનું અનુમાન થઈ શકે છે. માલવઈના જિનાલયનો મંડપ અને નવચોકી તૂટેલી હાલતમાં પડેલાં છે. માત્ર શિખર જીર્ણ હાલતમાં બાકી રહ્યું છે; તેમાંની કોરણી–ઘોરણી જોતાં દેલવાડાનાં જિનાલયો અને ઊંચાઈમાં તારંગાના જિનાલયથી જરાયે ઓછાં ઊતરે એમ નથી એવું જણાઈ આવે છે.[1]

સોળમી શતાબ્દી પછીના કોઈ ભયંકર વિપ્લવમાં આ મંદિરો જમીનદોસ્ત બન્યાં છે અને વસ્તી પણ ઘટવા માંડી છે એમ ઐતિહાસિક દૃષ્ટિએ જણાય છે.

★

## ૧૭૦. રતલામ

( કોઠા નંબર : ૩૧૩૧-૩૧૪૨ )

રતલામ રાજ્યની રાજધાનીનું મુખ્ય નગર રતલામ છે. સ્ટેશનથી ૧॥ માઈલ દૂર વસેલું આ નગર રત્નપુરી, રત્નલલામપુરી અને ધર્મપુરી નામે પણ ઓળખાય છે. આ નામોમાં જ અહીંના ધર્મશીલ જૈનોનો સંકેત નિર્દિષ્ટ હોય એમ જણાય છે. જૈન શ્વેતાંબરોનાં ૪૩૩ ઘરોમાં લગભગ ૧૨૦૦ જૈનોની અહીં વસ્તી છે. ૪ ઉપાશ્રય, ૨ જૈન ધર્મશાળા અને ૨ પુસ્તક ભંડારો વિદ્યમાન છે. અહીં આવેલાં ૧૨ જૈન મંદિરો આ પ્રકારે છે:—

૧. કસ્ટમ ઓફિસની સામે ગુજરાતી મંદિરના નામે ઓળખાતું શ્રીઅજિતનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે. ગુજરાતીઓએ બંધાવેલું આ મંદિર પચરંગી લાદી અને રંગીન કામથી સુશોભિત લાગે છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવાનની શ્યામવર્ણી મૂર્તિ ૧॥ હાથ પ્રમાણની છે. બીજા ગભારામાં શ્રીગોડી પાર્શ્વનાથ આદિ ભગવાનોની પ્રતિમાઓ પ્રતિષ્ઠિત છે. આ સિવાય સમેતશિખર અને નેમિનાથ ભગવાનની જાનના વરઘોડાના ૨ પટ્ટો પણ સ્થાપન કરેલા છે.

   ઉપર્યુક્ત મંદિરના ડાબા હાથ તરફ ગુજરાતીઓની ધર્મશાળા છે.

૨. શેઠના બજારમાં યતિ ખૂબચંદજીએ બંધાવેલું ઘર દેરાસર છે. તેમાં મૂળનાયક શ્રીચંદ્રપ્રભસ્વામીની મૂર્તિ ૭ ઇંચની છે અને સં. ૧૭૦૧ માં તેની અંજનશલાકા કરેલી છે. મંદિરમાં વિ. સં. ૧૯૦૧ નો લેખ વિદ્યમાન છે.

૩. મહેતાજીના વાસમાં કબીરજીના મંદિરથી ઓળખાતું શિખરબંધી મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીસુમતિનાથ ભગવાનની ૧॥ હાથ ઊંચી શ્વેતવર્ણી પ્રતિમા છે. મંદિરમાં શ્રીગૌતમસ્વામી, શ્રીવિજયાનંદસૂરિ અને શ્રીવીરવિજયજી મહારાજની આરસમૂર્તિઓ પ્રતિષ્ઠિત છે. મંદિરમાં સં. ૧૭૦૮ નો લેખ વિદ્યમાન છે.

---

૧. વિસ્તાર માટે જુઓ : " મેરી નેમાડયાત્રા " લે. આ. શ્રીવિજયયતીન્દ્રસૂરિ

